


# અનુક્રમણિકા

## ઉપોદ્ઘાત



## ખંડ ૧ લો

### વ્યાવહારિક દૃષ્ટિબિંદુ

#### પ્રકરણ ૧ લું



#### પ્રકરણ ૨ જું

# સૂચના

આ પુસ્તક તૈયાર કરવામાં શ્રીપરમશ્રુતપ્રભાવક મંડળે પ્રસિદ્ધ કરેલ 'સમયસાર,' 'પ્રવચનસાર' અને 'પંચાસ્તિકાય' પુસ્તકોની આવૃત્તિઓનો ઉપયોગ કરેલો છે. અનુવાદમાં ફકરાને અંતે જે શ્લોકસંખ્યા મૂકેલી છે, તે પણ તે આવૃત્તિઓ પ્રમાણે જ છે.

આ પુસ્તકનો ઉપોદ્ઘાત તૈયાર કરવામાં, તથા પાનની નીચે આપેલી નોંધો તૈયાર કરવામાં પ્રો. ઉપાધ્યેની 'પ્રવચનસાર'ની પ્રસ્તાવનાનો તથા પંડિત સુખલાલજીકૃત 'તત્ત્વાર્થાધિગમસૂત્ર'ના અનુવાદનો મુખ્યત્વે ઉપયોગ કરેલો છે. તેથી તેમાં ચર્ચેલા મુદ્દાઓની વધુ વિગત માટે વાચકને તે પુસ્તકો જોવા ભલામણ છે.

ઉપોદ્ઘાતમાં જણાવ્યા પ્રમાણે શ્રીકુંદકુંદાચાર્યે પોતાના ત્રણે ગ્રંથોમાં એમ સ્વીકારી લીધેલું છે કે, વાચક જૈન પરિભાષા તથા સિદ્ધાંતોથી પૂરેપૂરો માહિતગાર છે. તેમનો મુદ્દો વાચકને પ્રાથમિક જૈન પારભાષા કે સિદ્ધાંતોથી માહિતગાર કરવાનો નથી; પરંતુ જૈન સિદ્ધાંતના અંતિમ મુદ્દાઓ ચર્ચવાનો છે. આ અનુવાદમાં અજૈન વાચકને કે જૈન સિદ્ધાંતના શરૂઆતના અભ્યાસીને મદદગાર થાય તેવાં વિગતવાર ટિપ્પણો કે નોંધો આપવી અશક્ય લાગવાથી, તેવા વાચકને આ પુસ્તક શરૂ કરતા પહેલાં આ માળામાં પ્રસિદ્ધ થયેલ 'ભગવાન મહાવીરનો અંતિમ ઉપદેશ' પુસ્તક જોઈ જવા અથવા સાથે રાખવા ભલામણ છે.

# ઉપોદ્ઘાત

## ૧. પ્રાસ્તાવિક

मंगलं भगवान् वीरो मंगलं गौतमो गणी ।
मंगलं कुन्दकुन्दार्यो जैनधर्मोऽस्तु मंगलम् ॥

દિગંબર પરંપરામાં શ્રી કુંદકુંદાચાર્યનું સ્થાન

'મહાવીર ભગવાન મંગળરૂપ છે; ગણધર ગૌતમ મંગળરૂપ છે; આર્ય કુન્દકુન્દાચાર્ય મંગળરૂપ છે; અને જૈનધર્મ મંગળરૂપ છે.''

શાસ્ત્રનું વાંચન શરૂ કરતા પહેલાં દરેક પાઠી મંગલાચરણમાં ઉપરનો શ્લોક બોલે છે. તે ઉપરથી જણાશે કે કુંદકુંદાચાર્યનું જૈન પરંપરામાં, ખાસ કરીને દિગંબર સંપ્રદાયમાં કેટલું સન્માન છે. મહાવીર ભગવાન અને ગૌતમ પછી તરત જ તેમનું સ્થાન આવે છે. દિગંબર સાધુઓ પોતાને કુંદકુંદાચાર્યની પરંપરાના કહેવરાવવામાં ગર્વ માને છે. પછીના ઘણા લેખકોને તેમના ગ્રંથોમાંથી પ્રેરણા મળી છે, અને ટીકાકારો તો તેમના ગ્રંથોમાંથી થોકબંધ અવતરણો

ટાંકે છે. 'પંચાસ્તિકાય', 'પ્રવચનસાર' અને 'સમયસાર' એ નામના તેમના ત્રણ પ્રસિદ્ધ ગ્રંથો 'નાટકત્રય' કે 'પ્રાભૃતત્રય' કહેવાય છે, અને વેદાંતીઓના 'પ્રસ્થાનત્રય' (ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા) જેવું જ સ્થાન દિગંબર પરંપરામાં ભોગવે છે.

દિગંબર સંપ્રદાયનું મુખ્ય ધામ દક્ષિણ દેશ ગણાય. આધુનિક સમયમાં ગુજરાત તરફ જૈન તેમજ જૈનેતરને દિગંબર સંપ્રદાયનાં પુસ્તકોનો વ્યાપક પરિચય કરાવવાનું માન શ્રીમદ્ રાજચંદ્રને ઘટે છે. તે પોતે દિગંબર સંપ્રદાયના ન હતા. પરંતુ, તેમણે સ્થાપેલા પરમશ્રુત પ્રભાવક મંડળે હિંદી અનુવાદો સાથે ઘણા દિગંબર ગ્રંથોને પ્રકાશિત કર્યા છે અને સંસ્કૃત પ્રાકૃત ન જાણનારને પણ તે ગ્રંથોનો પરિચય કરવાનો માર્ગ સુલભ બન્યો છે. આ ગ્રંથમાં શ્રીકુંદકુંદાચાર્યના ઉપરના ત્રણે પ્રસિદ્ધ ગ્રંથોનો સારાનુવાદ એકત્રિતરૂપે આપવાનો પ્રયત્ન કર્યો છે.

**દિગંબર સંપ્રદાય** અહીંથી આગળ વધતા પહેલાં દિગંબર સંપ્રદાય અને તેની શરૂઆતના ઇતિહાસ વિષે થોડી માહિતી મેળવી લઈએ.*

મહાવીર ભગવાનના નિર્વાણ (ઈ. સ. પૂર્વે ૪૬૭) પછી આચાર્યપરંપરામાં સાતમા આવેલા શ્રીસંભૂતિ-વિજયના મૃત્યુ બાદ તેમના ગુરુભાઈ ભદ્રબાહુ આચાર્ય બન્યા. તેમનો સમય મહાવીર પછી ૧૭૦ વર્ષ એટલે

* વધુ વિસ્તાર માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક, ઉપોદ્ઘાત પા. ૧–૧૦.

કે ઈ. સ. પૂર્વે ૨૯૭નો ગણાય છે. તે અરસામાં અશોકનો પિતામહ ચંદ્રગુપ્ત મૌર્ય મગધની રાજગાદીએ હતો. તેના રાજ્યકાળમાં મગધમાં બાર વર્ષનો કારમો દુકાળ પડ્યો. તે વખતે ત્યાં મોટા સાધુસંઘનું ધારણપોષણ સહેલાઈથી નહિ થઈ શકે એમ માની, ભદ્રબાહુ કેટલાક અનુયાયીઓને લઈને દક્ષિણમાં કર્ણાટ દેશમાં ચાલ્યા ગયા. આ બનાવ દક્ષિણમાં જૈનધર્મના પ્રચારનું તેમજ જૈનસંઘના દિગંબર–શ્વેતાંબર એવા બે વિભાગોનું કારણ થયો. મગધમાં બાકી રહેલા સાધુઓના નાયક સ્થૂલભદ્ર બન્યા. બાર વર્ષ જેટલા એ લાંબા ગાળામાં ઉત્તરમાં રહેલા અને દક્ષિણમાં ગયેલા સંઘોના આચારવિચારમાં તફાવત પડી ગયો. એમ કહેવાય છે કે, દુકાળના વખતમાં ઉત્તરમાં રહેલા સાધુઓને પોતાના ઘણા કઠોર આચાર–નિયમોનો ત્યાગ કરવો પડ્યો. એમ પણ કહેવાય છે કે, દક્ષિણમાં ચાલ્યા જનારા સાધુઓનો મુખ્ય ઉદ્દેશ દુકાળના કારમા વખતમાં પોતાના વ્રત-નિયમોનો ભંગ ન થાય એ જ હતો. એટલે, દક્ષિણમાં જનારા સાધુઓ નગ્નત્વ વગેરે આચારોને બરાબર સાચવી શક્યા, જ્યારે ઉત્તરમાં રહેનારાઓને સ્થળ–કાળને અનુસરી શ્વેત વસ્ત્ર પહેરવાની છૂટ લેવી પડી. આ વસ્તુ દિગંબર (દિશારૂપી વસ્ત્રવાળા એટલે કે નગ્ન) અને શ્વેતાંબર (સફેદ વસ્ત્રવાળા) એવા બે વિભાગોનું મુખ્ય કારણ બની એમ કહી શકાય. એવા બે સ્પષ્ટ વિભાગો તો પછીથી વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેનના સમયમાં (ઈ. સ. પૂર્વે ૭૯ કે ૮૨માં) પડ્યા એમ કહેવાય છે. જો કે, એવો કાંઈક વિચ્છેદ જૈનસંઘમાં પહેલેથી જ ચાલતો આવ્યો હતો

એમ પણ કહેવું જોઈએ. કારણ કે, મહાવીર પહેલાંના તીર્થંકર પાર્શ્વનાથના અનુયાયીઓ વસ્ત્રો પહેરતા હતા; જ્યારે, મહાવીરે વસ્ત્રો ન પહેરવાનો નિયમ દાખલ કર્યો હતો. એ બે સંઘો મહાવીરના વખતમાં નહિ, તો તેમની પછી તેમના શિષ્ય ગૌતમ ઇંદ્રભૂતિના વખતમાં એકત્રિત થવા લાગ્યા હતા, એવો ઉલ્લેખ ઉત્તરાધ્યયન સૂત્રમાં જ * મળે છે.

ગમે તેમ હો; ઉત્તરમાં રહેલાઓએ સ્થૂલભદ્રના વખતમાં જ પાટલિપુત્રમાં એકઠા મળી, દુકાળના વખતમાં લુપ્ત થવા લાગેલા સ્વાસલા જે આગમગ્રંથો એકત્રિત કર્યા, તેમને દક્ષિણમાં ગયેલાઓએ પ્રમાણભૂત માનવા ન પાડી; અને ઠરાવ્યું કે, જૈન ધર્મના આગમગ્રંથો દુકાળના વખતમાં નષ્ટ થઈ ગયા છે.

એ પ્રમાણે આગમગ્રંથો વિનાના બનેલા દક્ષિણના સંઘને સૌથી પ્રથમ પ્રમાણભૂત શાસ્ત્રીય ગ્રંથો આપનાર પુરુષ, તે આપણ રત્નત્રયના કર્તા શ્રીકુંદકુંદાચાર્ય. તે કોણ હતા, અને કયા સમયમાં થઈ ગયા, તે હવે આપણે જોઈએ.

## ૨. શ્રીકુંદકુંદાચાર્ય

દંતકથાઓ — શ્રીકુંદકુંદાચાર્ય વિષે આપણને બે દંતકથાઓ મળે છે. તે બંને દંતકથાઓ કુંદકુંદાચાર્યના સમય બાદ ઘણે પછીને સમયે લખાયેલી હોવાથી, તેમના ઉપર સ્વતંત્ર રીતે કશો આધાર રાખી શકાય તેમ નથી.

* જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૩૧-૮.

૧. ‘ભરતખંડના દક્ષિણ દેશમાં પિદ્દનાડુ જિલ્લામાં આવેલા કુરુમરાઈ શહેરમાં કરમુણ્ડ નામનો શ્રીમંત વેપારી પોતાની પત્ની શ્રીમતી સાથે રહેતો હતો. તેને ત્યાં મતિવરન્ નામનો એક ભરવાડ છોકરો રહેતો હતો, અને તેમનાં ઢોર સંભાળતો હતો. એક દિવસ તે છોકરાએ જોયું કે, દાવાનળ સળગવાથી આખું વન બળી ગયું છે, પરંતુ વચમાં થોડાં ઝાડ લીલાં રહ્યાં છે. તપાસ કરતાં તેને માલૂમ પડ્યું કે, ત્યાં કોઈ સાધુનું રહેઠાણ હતું અને તેમાં આગમોથી ભરેલી એક પેટી હતી. તેણે માન્યું કે, એ શાસ્ત્રગ્રંથોની હાજરીથી જ તેટલો ભાગ દાવાનળમાં સળગી ન જતાં લીલો રહ્યો. તે ગ્રંથોને તે પોતાને ત્યાં લઈ ગયો; અને કાળજીથી તેમનું પૂજન કરવા લાગ્યો. એક દિવસ એક સાધુ પેલા વેપારીને ત્યાં ભિક્ષા માટે આવ્યો. શેઠે સાધુને અન્નદાન આપ્યું. પેલા છોકરાએ પણ પેલા શાસ્ત્રગ્રંથો દાન તરીકે તેને આપ્યા. સાધુએ શેઠ તેમજ નોકર બંનેને આશીર્વાદ આપ્યા. શેઠને પુત્ર ન હતો. થોડા સમય બાદ પેલો ભરવાડ છોકરો મરીને તે જ શેઠને ત્યાં પુત્ર તરીકે જન્મ્યો. મોટો થતાં તે છોકરો કુંદકુંદાચાર્ય નામનો મહાન આચાર્ય થયો. શાસ્ત્રદાનનો આવો મહિમા છે.’ *

* આ દંતકથા પ્રો. ચક્રવર્તીએ ‘પંચાસ્તિકાય’ ગ્રંથની પોતાની પ્રસ્તાવનામાં આપી છે. ત્યાં તેમણે જણાવ્યું છે કે, ‘પુણ્યાસ્રવ-કથા’ ગ્રંથમાં શાસ્ત્રદાનના દાખલા તરીકે આ કથા આપી છે. તેમણે જણાવેલો એ ‘પુણ્યાસ્રવ-કથા’ ગ્રંથ કયો તે નક્કી કરી શકાયું નથી. નાગરાજે (ઈ. સ. ૧૩૩૧) ‘પુણ્યાસ્રવ’

૨. પંડિત પ્રેમી 'જ્ઞાનપ્રબોધ' નામના ગ્રંથને આધારે આ પ્રમાણે દંતકથા ટાંકે છે[1]: માલવામાં બારાપુર નગરમાં કુમુદચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ કુમુદચંદ્રિકા હતું. તેના રાજ્યમાં કુંદશ્રેષ્ઠી નામનો વેપારી પોતાની કુંદલતા નામની સ્ત્રી સાથે રહેતો હતો. તેના પુત્રનું નામ કુંદકુંદ હતું. એક દિવસ જિનચંદ્ર નામના આચાર્યનો ઉપદેશ ૧૧ વર્ષના કુંદકુંદના સાંભળવામાં આવતાં, તેના ઉપર એટલી બધી અસર થઈ કે, તે તેમનો શિષ્ય થઈ, તેમની સાથે રહેવા લાગ્યો. થોડા જ સમયમાં કુંદકુંદ જિનચંદ્રના બીજા શિષ્યોથી આગળ તરી આવ્યો અને ૩૩ મે વર્ષે તો તેને આચાર્યપદવી મળી. ધ્યાનાદિમાં શ્રીકુંદકુંદાચાર્યે એટલી પ્રગતિ સાધી હતી કે, એક વખત કાંઈ શંકા પડતાં તેમણે વિદેહક્ષેત્રમાં આવેલા શ્રીમંધરસ્વામીનું એટલી ઉત્કટતાથી ચિંતન કર્યું કે, શ્રીમંધરસ્વામી સભામાં બેઠા હોવા છતાં, અધવચ બોલી ઊઠ્યા કે, 'सद्धर्मवृद्धिरस्तु ।' સભાના લોકોને સમજ ન પડી કે, સ્વામીએ અધવચ આ વાક્ય શાના જવાબમાં કહ્યું. એટલે સ્વામીએ સભાજનોને કુંદકુંદાચાર્ય વિષે વાત કરી. પછી, બે ચારણ સંતો કે જેઓ પૂર્વજન્મમાં કુંદકુંદાચાર્યના મિત્રો હતા, તેઓ

---

નામના સંસ્કૃત ગ્રંથનું કાનડીમાં ભાષાંતર કર્યું છે, એમ પોતાના અનુવાદમાં જણાવ્યું છે. પરંતુ તેના ઉપરથી શક સં. ૧૭૩૯ માં થયેલા મરાઠી ભાષાંતરમાં આ કથા નથી. વિશેષનામોની જોડણી વગેરે ઉપરથી એમ લાગે છે કે, પ્રો. ચક્રવર્તી પાસે કોઈ તામિલ ભાષાનો ગ્રંથ હોવો જોઈએ.

1. જૈન હિતૈષી,' પુ૦ ૧૦, પા. ૩૬૯ ઇ૦.

કુંદકુંદાચાર્યને ભરતક્ષેત્રમાંથી આકાશમાર્ગે વિદેહક્ષેત્રમાં લઈ આવ્યા. ત્યાં કુંદકુંદાચાર્ય એક અઠવાડિયું રહ્યા; અને પોતાની બધી શંકાઓનું સમાધાન મેળવ્યું. પછી તે તીર્થયાત્રા કરતા કરતા ભરતક્ષેત્રમાં પાછા આવ્યા. તેમના ઉપદેશથી સાતસો સ્ત્રીપુરુષોએ તેમની પાસે દીક્ષા લીધી. થોડો સમય બાદ તેમને શ્વેતાંબરો સાથે ગિરનાર પર્વત ઉપર વિવાદ થયો; અને તેમણે ત્યાંની બ્રાહ્મી દેવતા પાસે કબૂલ કરાવ્યું કે, દિગંબરોનો મત જ સાચો છે.

આ બંને દંતકથાઓમાં માતપિતાનાં નામો તથા નિવાસસ્થાનની બાબતમાં ચોખ્ખો મતભેદ છે. બીજી દંતકથામાં માતાપિતાનાં સમાન અક્ષરનાં જે નામો છે, તે સહેજે શંકા ઉપજાવે તેવાં છે. કુંદકુંદાચાર્ય વિદેહક્ષેત્રમાં ગયાની વાતનો પહેલવહેલો ઉલ્લેખ વિ. સં. ૯૯૦માં થઈ ગયેલા દેવસેને 'દર્શનસાર' ગ્રંથમાં કર્યો છે. 'પંચાસ્તિકાય'ની ટીકામાં જયસેન જણાવે છે કે, દંતકથા (પ્રસિદ્ધ–કથા–ન્યાય) મુજબ કુંદકુંદાચાર્ય પૂર્વ વિદેહમાં જાતે ગયા હતા અને શ્રીમંધરસ્વામી પાસેથી વિદ્યા શીખી લાવ્યા હતા. શ્રવણ બેળગોળના શિલાલેખો કે જેમનો મોટો ભાગ ૧૨મા સૈકાનો છે, તેમાં પણ કુંદકુંદાચાર્ય હવામાં અધ્ધર ચાલી શકતા હતા એવો ઉલ્લેખ છે.

શ્વેતાંબરો સાથે ગિરનાર ઉપર થયેલા ઝઘડાનો ઉલ્લેખ શુભચંદ્ર (ઈ. સ. ૧૫૧૬–૫૬) પોતાના 'પાંડવ પુરાણ'માં કરે છે; અને એક ગુર્વાવલીમાં[1] પણ તે બાબતનો ઉલ્લેખ છે.

---

૧. જુઓ 'જૈનહિતૈષી' પુ. ૧૦, પા. ૩૬૨.

એટલું તો નક્કી કે, બંને દંતકથાઓ આપણને શ્રીકુંદકુંદાચાર્ય વિષે ઐતિહાસિક કહી શકાય તેવી કશી માહિતી આપતી નથી. જે કાંઈ તેવી થોડી માહિતી તેમાં છે, તેમાં પણ બંને દંતકથાઓ વચ્ચે મતભેદ છે. આકાશની હવામાં ઊડવાની અને શ્રીમંધરસ્વામીની મુલાકાતની હકીકત કશા ખાસ ઉપયોગની નથી. એટલે હવે આપણે બીજાં આધારભૂત કહી શકાય તેવાં સ્થળોએ તેમની માહિતી માટે તપાસ કરીએ.

ભદ્રબાહુના શિષ્ય? કુંદકુંદાચાર્યે પોતે પોતાના ગ્રંથોમાં પોતાના વિષે ખાસ માહિતી આપી નથી. 'બારસ અણુવેક્ખા' ગ્રંથને અંતે તે પોતાનું નામ આપે છે; અને 'બોધપ્રાભૃત' ગ્રંથને અંતે તે પોતાને 'દ્વાદશ અંગગ્રંથોના જ્ઞાતા તથા ચૌદ પૂર્વાંગોનો વિપુલ પ્રસાર કરનારા ગમકગુરુ શ્રુતજ્ઞાની ભગવાન ભદ્રબાહુ'ના 'શિષ્ય' તરીકે જણાવે છે. બોધપ્રાભૃતવાળી એ ગાથા ઉપર શ્રુતસાગરે (૧૫મા સૈકાને અંતે) સંસ્કૃત ટીકા લખેલી છે; એટલે એ ગાથાને પ્રક્ષિપ્ત ગણવાનું અત્યારે આપણી પાસે કાંઈ કારણ નથી. દિગંબરોની પટ્ટાવલીમાં બે ભદ્રબાહુઓ આવે છે. બીજા ભદ્રબાહુ મહાવીર પછી ૫૮૯–૬૧૨ વર્ષ એટલે કે ઈ. સ. ૬૨–૮૫ માં થઈ ગયા. પરંતુ તેમને બાર અંગ અને ૧૪ પૂર્વાંગોને જાણનાર કહી શકાય નહિ; કારણ કે, ચાર પૂર્વગ્રંથો તો પ્રથમ ભદ્રબાહુ પછી જ લુપ્ત થયા, અને તે જ છેલ્લા ચૌદ પૂર્વજ્ઞાની હતા એવી પરંપરા છે. હવે જો કુંદકુંદાચાર્ય પ્રથમ ભદ્રબાહુના શિષ્ય હોય, તો તે ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થઈ ગયા એમ કહેવાનું પ્રાપ્ત થાય. પરંતુ ઘણાં

કારણોને લીધે તે નિર્ણય સ્વીકારી શકાતો નથી. જૈન દંતકથા કે પરંપરામાં ક્યાંય એવું પ્રમાણ મળતું નથી, કે જેથી કુંદકુંદાચાર્યને ભદ્રબાહુના સમકાલીન ગણી શકાય. ઊલટું, જે કાંઈ પરંપરાઓ ઉપલબ્ધ છે, તેઓ તો તે નિર્ણયથી જુદી પડે છે. એટલે કુંદકુંદાચાર્યને ભદ્રબાહુના પરંપરાશિષ્ય ગણવા જોઈએ. સાહિત્યમાં એવું ઘણી વાર બને પણ છે. જેમકે 'ઉપમિતિભવપ્રપંચકથા'ના લેખક સિદ્ધર્ષિ (ઈ. સ. ૯૦૬) હરિભદ્રને પોતાના 'ધર્મપ્રબોધકર ગુરુ' કહે છે. પરંતુ બીજાં વિશ્વસનીય પ્રમાણોથી નિશ્ચિત થઈ ગયેલું છે કે, તેઓ સમકાલીન નહોતા; કારણ કે, હરિભદ્ર તો આઠમા સૈકાની અધવચ પછીના ગાળામાં થઈ ગયા છે. કુંદકુંદાચાર્ય પોતાને ભદ્રબાહુના શિષ્ય તરીકે ઓળખાવે છે તેનું એક કારણ આ હોઈ શકે કે, ભદ્રબાહુ જ દક્ષિણમાં ગયેલા સંઘના આગેવાન અને નેતા હતા. દક્ષિણનો સંઘ તેમના મૃત્યુ બાદ, પોતાના બધા ધાર્મિક જ્ઞાનને તેમની મારફત જ પ્રાપ્ત થયેલું માને, તો તેમાં નવાઈ પામવા જેવું નથી. એટલે, કુંદકુંદાચાર્ય પણ પોતાનું બધું જ્ઞાન ભદ્રબાહુ મારફત જ પ્રાપ્ત થયેલું માનીને, પોતાને તેમના શિષ્ય માને એમ બનવા જોગ છે.

કાલનિર્ણય પટ્ટાવલીઓને આધારે જૈનોમાં પરંપરાગત માન્યતા એવી છે કે, કુંદકુંદાચાર્ય આચાર્યપદે ઈ.સ. પૂર્વે ૮માં ૩૩ વર્ષની વયે આવ્યા; અને બાવન વર્ષ આચાર્યપદે રહી, ૮૫ વર્ષની આસપાસમાં નિર્વાણ પામ્યા. જુદી જુદી પટ્ટાવલીઓમાં વર્ષની વિગતોમાં ફેરફાર છે. જેમકે, એક પટ્ટાવલીમાં તે ઈ. સ. ૯૨માં (વિ. સં. ૧૪૯)

આચાર્યપદે આવ્યા એમ જણાવ્યું છે. 'વિદ્વજ્જનબોધક' માં ટાંકેલા એક શ્લોકમાં કુંદકુંદાચાર્ય મહાવીર પછી ૭૭૦મે વર્ષે એટલે કે ઈ. સ. ૨૪૩માં જન્મ્યા (जातः) હતા, એમ જણાવ્યુ છે; તથા 'તત્ત્વાર્થસૂત્ર' ગ્રંથના કર્તા ઉમાસ્વાતિ તેમના સમકાલીન હતા એમ પણ જણાવ્યુ છે. પરંતુ સૌથી પ્રથમ જણાવેલી પરંપરા જ વધુ પ્રચલિત છે.

જુદા જુદા ગ્રંથો અને લેખોના પ્રમાણ ઉપરથી કુંદકુંદાચાર્યનો સમય આપણે કેટલો નિશ્ચિત કરી શકીએ, એ હવે જોવાનું રહે છે. સૌથી પ્રાચીન દિગંબર ટીકાકાર પૂજ્યપાદ પોતાના 'સર્વાર્થસિદ્ધિ' ગ્રંથ (૨,૨૦)માં પાંચ ગાથાઓ ટાંકે છે. તે પાંચેય એ જ ક્રમમાં કુંદકુંદાચાર્યના 'બારસ–અણુવેક્ખા' (૨૫–૯) ગ્રંથમાં છે. પૂજ્યપાદ પાંચમા સૈકાના વચગાળામાં થઈ ગયા; એટલે કુંદકુંદાચાર્ય તે પહેલાં થયેલા હોવા જોઈએ એટલું તો નક્કી થઈ શકે. પછી, શક ૩૮૮ એટલે કે ઈ. સ. ૪૬૬ના મરકરના તામ્રલેખોમાં છ આચાર્યનાં નામ છે; અને તે છયે કુંદકુંદાચાર્યની પરંપરામાં ('કુંદકુંદાન્વય') થયા હતા એમ તેમાં જણાવ્યું છે. કોઈ આચાર્યનો અન્વય તેના મૃત્યુ બાદ તરત શરૂ ન થાય, પણ તેને ઓછામાં ઓછાં ૧૦૦ વર્ષ તો લાગે જ એમ માનીએ, તેમજ આ છયે આચાર્યો એક પછી એક થયા હશે એમ માનીએ, તો કુંદકુંદાચાર્યનો સમય મોડામાં મોડો ત્રીજા સૈકામાં આવીને ઊભો રહે છે.

કુંદકુંદાચાર્યના 'પંચાસ્તિકાય' ગ્રંથની ટીકામાં જયસેન (બારમા સૈકાની અધવચમાં) જણાવે છે. કે, કુંદકુંદાચાર્યે તે ગ્રંથ 'શિવકુમાર મહારાજ'ના બોધ માટે

લખ્યો હતો. તે શિવકુમાર રાજા કોણ તે બાબતમાં ઘણો મતભેદ છે. દક્ષિણના પલ્લવવંશમાં શિવસ્કંદ નામે રાજા થઈ ગયો છે. સ્કંદ એટલે કે કાર્તિકેય શિવના કુમાર હતા. એટલે તે બે નામો વચ્ચે ખાસ ભેદ નથી રહેતો. પલ્લવોની રાજધાની કાંજીપુરમાં હતી અને તેઓ વિદ્યાના અને વિદ્વાનોના આશ્રયદાતા હતા તેવી તેમની ખ્યાતિ છે. વળી કાંજીપુરમના શિવસ્કંદવર્મા રાજાનું એક દાનપત્ર મળી આવે છે, તે પ્રાકૃત ભાષામાં છે અને તેની શરૂઆતમાં 'સિદ્ધમ્' એવો શબ્દ છે. તેથી તે રાજા જૈન હોય એવી કલ્પના કરી શકાય છે. ઉપરાંત, તેના દરબારની ભાષા પ્રાકૃત હતી એવું બીજાં અનેક પ્રમાણોથી સિદ્ધ કરી શકાય છે. તેથી કુંદકુંદાચાર્યે તે રાજા માટે પોતાનો ગ્રંથ લખ્યો હોય એમ માની શકાય. પલ્લવરાજાઓની વંશાવળી મળતી હોવા છતાં, તેઓ કયા સમયમાં થઈ ગયા તે નિશ્ચિત નથી. એટલે એ તરફથી આપણને કાલનિર્ણયની બાબતમાં ખાસ મદદ મળે તેમ નથી. પરંતુ, એટલું તો કહી શકાય કે, કુંદકુંદાચાર્યનો શિષ્ય રાજા પલ્લવવંશનો કોઈ રાજા હોય એમ બનવાનો વધારેમાં વધારે સંભવ છે.

**શ્રીકુંદકુંદાચાર્યનાં નામો**

કુંદકુંદાચાર્યનાં બીજાં નામો વિષે ઘણા ઉલ્લેખો મળે છે; અને તે ઉપરથી તેમના કાલનિર્ણયની બાબતમાં કાંઈ દોરો મળે તેમ છે કે કેમ, તે હવે આપણે જોઈએ. પંચાસ્તિકાયના ટીકાકાર જયસેન જણાવે છે કે, કુંદકુંદનું બીજું નામ પદ્મનંદિ [illegible] પરંતુ ૧૪ મા સૈકા પછીનાં [illegible] કુંદકુંદાચાર્યનાં [illegible]

નામો વર્ણવવામાં આવે છે. જેમકે, ઈ. સ. ૧૩૮૬ના વિજયનગરના એક લેખમાં તેમનાં આ પ્રમાણે પાંચ નામ આપ્યાં છે : પદ્મનંદી, કુંદકુંદ, વક્રગ્રીવ, એલાચાર્ય અને ગૃધ્રપિચ્છ. આમાંથી પદ્મનંદી એ તો કુંદકુંદાચાર્યનું બીજું નામ હતું, એ ઘણે અંશે નિર્વિવાદ છે. તેમજ વક્રગ્રીવ અને ગૃધ્રપિચ્છ એ બે નામો તેમનાં નથી, પણ ભૂલથી તેમનાં માનવામાં આવ્યાં છે, એ પણ નિર્વિવાદ છે. ગૃધ્રપિચ્છ તો તત્ત્વાર્થસૂત્રના રચયિતા ઉમાસ્વાતિનું જ નામ છે; અને વક્રગ્રીવાચાર્ય એ નામની જુદી વ્યક્તિ જ છે અને તેમને અને કુંદકુંદાચાર્યને કશો સંબંધ માની શકાય તેમ નથી. હવે માત્ર એલાચાર્ય એ નામ જ એવું રહે છે કે, જે નામ કુંદકુંદનું હતું કે નહોતું તે વિષે ખાતરીપૂર્વક કહી શકાતું નથી. જૈન પરંપરા દક્ષિણના પ્રસિદ્ધ તામિલ ગ્રંથ 'કુરલ' ના લેખક તરીકે એલાચાર્ય નામના જૈન સાધુને જણાવે છે. અને તેથી કેટલાક કુંદકુંદાચાર્યને જ કુરલ ગ્રંથના લેખક માને છે. કુરલગ્રંથ ઈ. સ. ના પહેલા સૈકામાં રચાયેલો મનાય છે.* હવે જો કુંદકુંદાચાર્ય એ ગ્રંથના લેખક સિદ્ધ થાય, તો તેમનો સમય પણ ઈ. સ. ના પહેલા સૈકામાં આવીને ઊભો રહે. એટલું જરૂર કહી શકાય કે, ઇસવી સનના પહેલા સૈકાના અરસામાં સંજોગો એવા હતા ખરા કે, જેથી કુંદકુંદાચાર્ય જેવો સમર્થ લેખક જૈન પરિભાષા કે સિદ્ધાંત વિનાનો ધાર્મિક ગ્રંથ ત્યાંની ભાષામાં જ લખવા પ્રેરાય. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ભદ્રબાહુના

* જુઓ 'સ્ટડીઝ ઇન સાઉથ ઇંડિયન જૈનિઝમ' પા. ૪૦ ૪૦.

આગમન પછી મૈસુરની આસપાસ જૈનોએ પોતાનો પગ જમાવ્યો હતો; અને બે સૈકાં બાદ તેઓ વધુ દક્ષિણ સુધી પહોંચ્યા હોવા જોઈએ. જૈનધર્મનો પ્રચાર આમજનતામાં કરવો હોય, તો તેમની ભાષામાં તેમજ તેમને ગળે ઊતરે તે રીતે તેને રજૂ કરવો જોઈએ. અને જૈન આચાર્યોની એ રીત જ હતી કે, તેઓ જ્યાં જાય ત્યાંની સ્થાનિક ભાષામાં જ પોતાના સિદ્ધાંતો ઉપદેશે. તેથી તેઓએ દ્રાવિડ દેશોમાં પોતાના ધર્મનો પ્રચાર કરવા તામિલ ભાષા ખેડી હોય તો તેમાં અસંભવિત જેવું કશું નથી. કુરલની અંદર જે આર્ય લોકોના વિચારો અને સંસ્કૃતિની છાપ દેખાય છે, તેનો ખુલાસો પણ એ રીતે કરી શકાય છે; કારણ કે, જૈનો તુરતમાં જ ઉત્તર હિંદુસ્તાન એટલે કે મગધમાંથી આવેલા હતા. મગધના જૈનોને મગધમાં પ્રચલિત રાજનીતિ અને રાજકારણનો પરિચય હોય જ; અને તેમણે પોતાના ગ્રંથોમાં મગધના રાજકીય સિદ્ધાંતોને સામેલ કર્યા હોય એમ બનવાજોગ છે; અને તેથી જ કૌટિલ્યના અર્થશાસ્ત્ર અને કુરલ વચ્ચે ઘણી બાબતોમાં મળતાપણું જોવામાં આવે છે.

આટલી લાંબી ચર્ચા પછી આપણે કુંદકુંદાચાર્યના કાલનિર્ણયની બાબતમાં એટલું નક્કી કરી શકયા કે, પટ્ટાવલીઓની પ્રાચીન પરંપરા તેમને ઈ. સ. પૂર્વેના પહેલા સૈકાની અધવચ કે ઈ. સ. ના પહેલા સૈકાની અધવચ મૂકે છે. મરકરનાં તામ્રપટો ઉપરથી તેમનો સમય મોડામાં મોડો ત્રીજા સૈકાની અધવચ સિદ્ધ થાય છે. અને જો તે અને કુરલ ગ્રંથના લેખક એલાચાર્ય એક જ વ્યક્તિ હોય, તો

ઈ. સ. ની શરૂઆતના અરસામાં કુંદકુંદાચાર્ય થઈ ગયા, એમ માનવાને આપણને પૂરતાં કારણો મળી રહે છે.

### ૩. શ્રીકુંદકુંદાચાર્યના ગ્રંથો

કુંદકુંદાચાર્યને નામે અનેક ગ્રંથો ચડેલા છે. તેમાંના ઘણાનાં તો માત્ર નામ જ ઉપલબ્ધ છે; અને બાકીના પણ જે કુંદકુંદાચાર્યના કહેવાય છે, તેમાં મોટે ભાગે તો બાગ્યે જ કુંદકુંદાચાર્યે પોતાના નામનો લેખક તરીકે ઉલ્લેખ કરેલો હોય છે. કેટલાક ગ્રંથોને તો ટીકાકારના કહેવાથી જ કુંદકુંદાચાર્યના માનવા પડે છે; અને બાકીના વિષે તો એટલું જ કહી શકાય છે કે, એ ગ્રંથ કુંદકુંદાચાર્યના છે એવી પરંપરા છે. પછીના ઘણા લેખકોએ પોતાના ગ્રંથો કુંદકુંદાચાર્યને નામે ચડાવી દીધા હોય, એમ પણ બનવાનો પૂરેનો સંભવ છે. એ સ્થિતિમાં આપણી પાસે તો એક જ માર્ગ રહે છે કે, કોઈ ગ્રંથની બાબતમાં પરંપરામાં વિરોધ હોય, કે બીજો કોઈ લેખક તે ગ્રંથને પોતાની કૃતિ જણાવતો હોય, તો તે ગ્રંથને શંકાસ્પદ માનવો.*

૧. ૮૪ પાહુડો — કુંદકુંદાચાર્યે ૮૪ 'પાહુડ' ગ્રંથો લખ્યા હતા એમ કહેવાય છે. પાહુડ

---

* એવા ગ્રંથો તે 'ષટ્ખંડાગમ ટીકા' તથા 'મૂલાચાર' છે. 'ષટ્ખંડાગમ ટીકા' કુંદકુંદના શિષ્ય કુંદકીર્તિએ લખી છે એમ 'શ્રુતાવતાર'માં વિબુધ શ્રીધર કહે છે; ઉપરાંત તે અત્યારે તો અપ્રાપ્ય છે. અને 'મૂલાચાર'નો ટીકાકાર વસુનંદી જ તે ગ્રંથ વટ્ટકેરનો છે એમ જણાવે છે. એટલે એ બંને ગ્રંથોને શંકાસ્પદ માન્યા છે.

(પ્રાભૃત) એટલે પ્રકરણ. જે કોઈ પાહુડો અત્યારે ઉપલબ્ધ છે, તે ઉપરથી જણાય છે કે, તે ગ્રંથો જુદા જુદા વિષયો ઉપર નાનાં નાનાં પ્રકરણો જેવા હશે. કુંદકુંદાચાર્યના વખતમાં દક્ષિણના જૈનસંઘને જ્યારે પોતાના આચારવિચાર માટે શાસ્ત્રગ્રંથોની જરૂર ઊભી થઈ હશે, ત્યારે કુંદકુંદાચાર્ય જેવાને, પોતે ગુરુપરંપરાથી જે કાંઈ સાંભળ્યું કે મેળવ્યું હશે, તેને ગ્રંથબદ્ધ કરી આપવાની જરૂર પડી હશે. જો કે અત્યારે તો તે ૮૪ પાહુડોમાંથી બધાંનાં નામ પણ મળતાં નથી.

૨. દશ (ભત્તિ) ભક્તિઓ — આ દશમાંથી આઠ 'ભક્તિઓ'ની પ્રત મળે છે. અને બાકીનીના તો અંતિમ પ્રાકૃત ફકરાઓ જ મળે છે. તેમાં તીર્થંકર, સિદ્ધ, અનગાર, આચાર્ય, પંચપરમેષ્ઠી વગેરેની સ્તુતિ છે. તેમાં જે ગદ્ય ફકરાઓ છે, તે શ્વેતાંબરોના આગમગ્રંથો 'પ્રતિક્રમણસૂત્ર' અને 'આવશ્યક-સૂત્ર' તથા પંચસુત્ત'ને મળતા આવે છે. તેથી, એ ભક્તિઓમાંનો મોટો ભાગ દિગંબર-શ્વેતાંબર બાગલાઓ પડતા પહેલાંનો હોવો જોઈએ; અને દિગંબરો તેમજ શ્વેતાંબરો બંનેએ સ્વતંત્ર રીતે તેને સંઘર્યો હોવો જોઈએ. એમ બનવું શક્ય છે કે, પરંપરાથી આવેલા ગદ્ય ભાગોની સમજૂતી કે વિવરણ આપવા કુંદકુંદાચાર્યે પદ્ય ભાગો લખ્યા કે એકત્રિત કર્યા હોય.

૩. આઠ પાહુડો — દર્શન, ચારિત્ર, સૂત્ર, બોધ, ભાવ, મોક્ષ, લિંગ અને શીલ એ આઠ બાબતો ઉપર તે સ્વતંત્ર પદ્યગ્રંથો છે.

૪. રત્નસાર (રયણસાર) તેમાં ૧૬૨ શ્લોકો છે. તેમાંનો એક દોહો છે અને બાકીની ગાથાઓ છે. તેમાં ગૃહસ્થ તથા ભિક્ષુના ધર્મો વિષે વિવરણ કરેલું છે. એ ગ્રંથ કુંદકુંદાચાર્યનો હોય એવું બહુ ઓછું લાગે છે. અથવા એટલું તો કહેવું જોઈએ કે, તેનું અત્યારનું સ્વરૂપ તો આપણને શંકામાં નાખે તેવું જ છે. તેમાં અપભ્રંશના કેટલાક શ્લોકો છે, તેમજ ગણ, ગચ્છ અને સંઘ વિષે તેમાં જે રીતનું વિવરણ છે, તે બધું તેમના બીજા ગ્રંથોમાં નથી મળતું.

૫. બારસ-અણુવેક્ખા (દ્વાદશ અનુપ્રેક્ષા:) તેમાં ૯૧ ગાથાઓ છે. જૈન ધર્મમાં પ્રસિદ્ધ ૧૨ ભાવનાઓ વિષે તેમાં વિવરણ છે. આ ગ્રંથની છેલ્લી ગાથામાં કુંદકુંદાચાર્યનું નામ છે.

૬. નિયમસાર તેમાં ૧૮૭ ગાથાઓ છે. પદ્મપ્રભે તેના ઉપર ટીકા લખી છે; અને તેના કહેવાથી જ તે ગ્રંથ કુંદકુંદાચાર્યનો છે એમ આપણે જાણી શકીએ છીએ. આખા ગ્રંથનું વિવરણ તથા તેની પદ્ધતિ કુંદકુંદાચાર્યના બીજા ગ્રંથોને અનુરૂપ છે. આ ગ્રંથનો ઉદ્દેશ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ 'રત્નત્રય' કે જે મોક્ષમાર્ગમાં ખાસ આવશ્યક છે (नियमेन), તેની સમજૂતી આપવાનો છે.

૭-૮-૯. નાટકત્રયી 'પંચત્થિયસંગહ' (પંચાસ્તિકાયસાર), 'સમયસાર' અને 'પ્રવચનસાર' (પવયણસાર) આ છેલ્લા ત્રણ ગ્રંથોને

'નાટકત્રયી' કહેવામાં આવે છે. જો કે ખરી રીતે તો 'સમયસાર' ગ્રંથમાં જ જીવ–અજીવ તત્ત્વોને સંસારરૂપી રંગભૂમિમાં પોતપોતાનો ભાગ ભજવતાં નિરૂપવામાં આવ્યાં છે; એટલે તે ગ્રંથ જ 'નાટક' એવા નામને પાત્ર છે. પરંતુ, આ ત્રણ ગ્રંથો ભેગા 'પ્રાભૃતત્રયી' કહેવાતા હોવાથી, તેમને ત્રણેને 'નાટકત્રયી' નામ મળ્યુ છે. જોકે 'સમયસાર'ને પણ નાટક એવું નામ આપનાર ટીકાકાર અમૃતચંદ્ર જ છે. તેમણે જ નાટકનાં પાત્રો આવતાં જતાં હોય એ રીતે બધાં તત્ત્વોનું નિરૂપણ કરીને, પોતાની ટીકામાં તે ગ્રંથને નાટકનું સ્વરૂપ આપ્યું છે.

'પંચાસ્તિકાય'ને 'સંગ્રહ' એવું નામ આપવામાં આવ્યું છે તે ઉપરથી એમ લાગે છે કે, તે ગ્રંથમાં કુંદકુંદાચાર્યે મુખ્યત્વે પોતાના વિષયને લગતા શ્લોકોનો સંગ્રહ જ કર્યો હશે. તે ગ્રંથ વાંચતાં આપણને કોઈ કોઈ જગાએ પુનરાવર્તન કે ક્રમભંગ થતાં લાગે છે, તેનું કારણ પણ એ જ હશે. ટીકાકાર અમૃતચંદ્ર ૬૪ મી વગેરે ગાથાઓને 'સિદ્ધાંતસૂત્ર' કહે છે. કોઈ કોઈ જગાએ વચ્ચે વચ્ચે કેટલાક શ્લોકોનું જૂથ આજુબાજુ સંબંધ ન બેસે તે રીતે મૂકેલું દેખાય છે. અને મોક્ષચૂલિકા એ તો સ્વતંત્ર વિભાગ જ લાગે છે. એટલે કુંદકુંદાચાર્યે પોતાના પૂર્વગો પાસેથી વારસામાં જે કાંઈ ગાથાઓ મેળવી હશે, તેમને એમાં એકત્રિત કરી હશે, એમ બનવાનો સંભવ છે.

'સમયસાર' એ તો જૈનોમાં કુંદકુંદાચાર્યનો સર્વોત્તમ ગ્રંથ મનાય છે. જૂનવાણીઓ તો એમ પણ માને છે કે, તે ગૂઢ ગ્રંથ વાંચવાનો ગૃહસ્થોને તો અધિકાર પણ નથી.

અને એમાં કેટલુંક વજૂદ પણ છે. કારણ કે, તેમાં પારમાર્થિક દૃષ્ટિથી બધી ચર્ચા કરેલી છે, એટલે અનધિકારી પ્રાકૃત જનોને તો તેના કોઈ કોઈ ભાગો સામાજિક અને નૈતિક વ્યવસ્થાને ઉથલાવી નાખનારા લાગે. લેખકનો હેતુ વાચક ઉપર એ વસ્તુ ઠસાવવાનો છે કે, કર્મના સંબંધથી પ્રાપ્ત થતી મૂઢતાને કારણે ઘણા લોકોને આત્મભાન થતું નથી; તેથી દરેકે અનાસક્ત થઈને અજીવથી તદ્દન ભિન્ન એવું આત્માનું શુદ્ધ, બુદ્ધ અને મુક્ત સ્વરૂપ જાણવું જોઈએ. લેખક એમ માની લે છે કે, વાચક જૈન પરિભાષાથી પરિચિત છે. તેથી કોઈ વાર આત્માનું વાસ્તવિક સ્વરૂપ, તો કોઈ વાર કર્મબંધનું વાસ્તવિક સ્વરૂપ, તો કોઈ વાર કર્મબંધનને આવતું અટકાવવાના ઉપાય, એમ મહત્ત્વની બાબતો ઉપર તે પોતાનું અંતર વિના સંકોચે ઠાલવ્યાં કરે છે. કોઈ કોઈ જગાએ તો આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે, લેખક બુદ્ધિથી પર એવી વસ્તુના અનુભવની કહાણી કહી રહ્યા છે. કેટલીક જગાએ શ્લોકોનાં કેટલાંક ઝૂમખાં વિષયના ક્રમનો ભંગ કરીને દાખલ થઈ જાય છે. ત્યાં લાગ્યા વિના રહેતું નથી કે, કુંદકુંદાચાર્યે પરંપરામાંથી મેળવેલા કેટલાય શ્લોકોને ગ્રંથમાં સામેલ કર્યા છે. ૮૫-૬ મા શ્લોકમાં 'દોકિરિયાવાદ' નો ઉલ્લેખ છે અને ૧૧૭, ૧૨૨ અને ૩૪૦ મા શ્લોકમાં સાંખ્ય દર્શનનો નામ દઈને ઉલ્લેખ છે, એ વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે. 'સમયસાર'માં કુલ ૪૧૫ અથવા ૪૩૯ શ્લોકો છે.

'પ્રવચનસાર' એ જૈન લોકોમાં બહુ પ્રસિદ્ધ ગ્રંથ છે, અને તેની નકલો દરેક દિગંબરી સંગ્રહમાં હોવાની જ.

તેમાં દીક્ષા લેનાર સાધકને ઉપયોગી અને આવશ્યક ઉપદેશ ભરેલો છે. તેની રચના વ્યવસ્થિત છે; તથા તેમાંનું નિરૂપણ એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર ક્રમસર આગળ વધે છે. તેમાં લેખક માત્ર વિધાનો નથી કરતા, પરંતુ, સામે ઊઠી શકે તેવી દલીલોને પહેલેથી જ કલ્પી, તેમનો જવાબ આપવા પ્રયત્ન કરે છે. 'પ્રવચનસાર' વાસ્તવિક રીતે એક દાર્શનિક ગ્રંથ છે, તેમજ સાધકને ઉપયોગી એવો શિક્ષાસંગ્રહ પણ છે. આખા ગ્રંથ દરમ્યાન આપણને કોઈ સમર્થ તત્ત્વવેત્તાના હાથની અસર સ્પષ્ટ દેખાયા કરે છે, અને તેમાંની સચોટ તથા સરળ શૈલી ઉપરથી લાગ્યા વિના રહેતું નથી કે, એ લખાણ કોઈ ખરેખરા તત્ત્વદ્રષ્ટાના અંતરમાંથી ઉદ્ભવેલું છે.

**આ અનુવાદ** આ અનુવાદમાં તો તે ત્રણે ગ્રંથોનો એકત્રિત સારાનુવાદ છે. એ ત્રણે ગ્રંથોમાં પોતામાં જ એક પ્રકારની એવી એકતા છે કે, તેમના વિષયને આ રીતે એકત્રિત કરી શકાય. કેટલીક પ્રારંભિક બાબતો ત્રણે ગ્રંથોમાં સમાન છે; એટલે તેમના પુનરાવર્તનનો તો સહેલાઈથી છેદ જ ઉરાડી શકાયો છે; ઉપરાંત દરેક ગ્રંથમાં જે કંઈ વિશેષ છે, તે એક પુસ્તકમાં સાથે ગોઠવવાથી સમગ્ર વિષયનું નિરૂપણ સળંગ અને સંપૂર્ણ થાય છે. એક વસ્તુ જરૂર કબુલ કરવી જોઈએ કે, એમ કરવા જતાં આખો ગ્રંથ માત્ર દાર્શનિક પણ નથી રહ્યો, કે કોઈ સમર્થ તત્ત્વદ્રષ્ટાની અસ્ખલિત વહેતી ઉપદેશવાણી જેવો પણ નથી રહ્યો. 'પંચાસ્તિકાય'માં

સૈદ્ધાંતિક ભાગ વધારે છે અને ઉપદેશનો ભાગ ઓછો છે; 'પ્રવચનસાર'માં સૈદ્ધાંતિક ભાગ જરા ગૌણ બની, સાધનામાર્ગનો ભાગ પ્રધાન થાય છે; અને 'સમયસાર'માં તો સૈદ્ધાંતિક ભાગ છે જ નહિ એમ કહીએ તો પણ ચાલે. એટલે, એક પુસ્તકમાં સળંગ ક્રમમાં પ્રાથમિક સૈદ્ધાંતિક ભાગ અને અંતિમ પરિપૂર્ણ દશા તથા તેની સાધનાનું વર્ણન સાથે સાથે મૂકવાથી જરા અનૌચિત્ય થાય છે. 'સમયસાર' ગ્રંથ વિશિષ્ટ અધિકારી માટે જ છે, એવી તો પરંપરા પણ છે. એ ગ્રંથનાં મંતવ્યો અને વક્તવ્યોને 'પંચાસ્તિકાય'ના શરૂઆતના સૈદ્ધાંતિક ભાગ સાથે ભેગાં મૂકવાં એ જરૂર અજુગતું લાગે છે. પરંતુ તેમાં એક જ સમાધાન રહે છે કે, પરંપરા જ તે ત્રણે ગ્રંથોને એક સંગ્રહ રૂપ ગણે છે અને તેમનો 'રત્નત્રય' એવો ભેગો ઉલ્લેખ કરે છે.

### ૪. કુંદકુંદાચાર્યનું વેદાંત

આ પુસ્તકના જે અગત્યના ભાગો છે, તેમાં એવું કાંઈ નથી કે જે શ્વેતાંબર કે સ્થાનકવાસીને અથવા બ્રાહ્મણ કે બૌદ્ધ સંપ્રદાયીને અસ્વીકાર્ય લાગે. ઊલટું, એક રીતે એમ જરૂર કહી શકાય કે, કુંદકુંદાચાર્યના ગ્રંથો જૈન દર્શન અને વેદાંત તથા સાંખ્ય દર્શન વચ્ચેનું લાંબું અંતર ઘણે અંશે ઓછું કરી આપે છે. આપણે જીવ અને કર્મના સંબંધ વિષેની એક જ બાબત લઈએ.

જીવકર્મનો સંબંધ — જૈનદર્શનમાં સામાન્ય રીતે જીવને કર્તા તથા ભોક્તા માનવામાં આવ્યો છે. 'જીવ

અનાદિ કાળથી કર્મરજથી યુક્ત છે; અને તે કર્મબંધનને કારણે તેનામાં વિવિધ વિભાવો[1] થાય છે. તે વિભાવોને કારણે પાછું ફરી નવું કર્મબંધન થાય છે. કુંદકુંદાચાર્યને એ મત સાથે વિરોધ નથી; તે એમ પણ માને છે કે, આત્માને કર્તા – ભોક્તા ન માનીએ તો ચાલે તેમ નથી. પરંતુ તે એક પગલું આગળ જાય છે. તે સ્પષ્ટ શબ્દોમાં કહે છે, '*જે દૃષ્ટિ આત્માને અબદ્ધ, અસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ અને અસંયુક્ત જાણે છે, તે* પારમાર્થિક દૃષ્ટિ છે. આત્મા નથી પ્રમત્ત (સંસારી) કે નથી અપ્રમત્ત (મુક્ત)'. [સ. ૬-૭]

વળી તે વધુ સ્પષ્ટ થઈને આગળ કહે છે, "અધ્યવસાનાદિ ભાવો જડ દ્રવ્યના પરિણામથી નિષ્પન્ન થાય છે, એમ કેવળજ્ઞાનીઓએ કહ્યું છે. તેમને જીવ કેમ કરીને કહેવાય? આઠે પ્રકારનું કર્મ, કે જેને પરિણામે પ્રાપ્ત થતું ફળ 'દુઃખ' એ નામથી પ્રસિદ્ધ છે, તે જડ દ્રવ્યરૂપ – પુદ્ગલમય છે. અધ્યવસાનાદિ ભાવો જ્યાં જીવના કહેલા છે, ત્યાં વ્યવહારદૃષ્ટિથી તેમ કહેલું છે. જીવ તો અરસ, અરૂપ, અગંધ, અસ્પર્શ, અવ્યક્ત, અશબ્દ, અશરીર, કોઈ પણ પ્રકારનાં લિંગ, આકૃતિ કે બાંધા વિનાનો, તથા ચેતનારૂપી ગુણવાળો છે. તેને નથી રાગ, દ્વેષ કે મોહ. પ્રમાદ વગેરે કર્મબંધનનાં કારણો પણ તેને નથી. રાગાદિ વિકલ્પો...શારીરિક માનસિક કે વાચિક પ્રવૃત્તિઓ, કષાયોની તીવ્રતા, અતીવ્રતા કે ક્રમહાનિ...એ બધાં પણ તેને નથી.

---

૧. સ્વ-ભાવોથી વિ = વિપરીત ભાવો.

કેમકે, તે બધાં જડ પુદ્ગલ–દ્રવ્યનાં પરિણામો છે. એ બધા ભાવો વ્યવહારદૃષ્ટિથી જીવના કહેવામાં આવે છે.... એ બધા ભાવો જીવથી જુદા છે. સંસારપ્રમુક્ત જીવોને એ કશું નથી હોતું. સંસારી અવસ્થામાં પણ એ વર્ણાદિ વ્યવહારદૃષ્ટિએ જ જીવના છે; વાસ્તવિક નથી. તે અવસ્થામાં પણ જો તે વાસ્તવિક જ જીવના હોય, તો સસારસ્થ જીવ અને જડ પુદ્ગલ દ્રવ્ય એ બે વચ્ચે ભેદ જ ન રહે." [સ.૪૪-૬૮]

આ રીતે કુંદકુંદાચાર્ય સીધી સાંખ્યદર્શનની કે વેદાંત દર્શનની સ્થિતિ સ્વીકારે છે. સાંખ્યદર્શન એ બધા વિભાવો પ્રકૃતિના માને છે; અને વેદાંત તેમને અંતઃકરણ કે ચિત્તના કહે છે. પરંતુ આત્માને વાસ્તવિક જ એ બધા વિભાવો નથી થતા એ માન્યતામાં કુંદકુંદાચાર્ય તેમની સાથે જ જઈને ઊભા રહે છે. તો પછી સવાલ એ રહ્યો કે, જીવને જૈન દર્શનમાં કર્તા કહેવામાં આવે છે તેનું શું? કુંદકુંદાચાર્ય તેનો જે સ્પષ્ટ જવાબ આપે છે, તે બરાબર સાંખ્યવાદી કે વેદાંતવાદીને જ શોભે. તે કહે છે: "જ્યાં સુધી અજ્ઞાની જીવ આત્મા અને ક્રોધાદિ આસ્રવ એ બે વચ્ચેનો તફાવત જાણતો નથી, ત્યાં સુધી તે ક્રોધાદિને પોતાના માની તેમાં પ્રવર્તે છે; અને તેને કારણે કર્મોનો સંચય થાય છે. સર્વજ્ઞોએ જીવને કર્મોનો બંધ એ પ્રકારે કહ્યો છે. પરંતુ જીવને જ્યારે આત્મા અને આસ્રવો વચ્ચેનો ભેદ જણાય છે, ત્યારે તેને બંધ નથી થતો. કારણ કે, જીવ જ્યારે આસ્રવોનું અશુચિપણું, જડપણું ઇત્યાદિ જાણે છે, ત્યારે

તેમાંથી નિવૃત્ત થઈ જાય છે. તે સમજે છે કે, હું તો એક છું, શુદ્ધ છું, નિર્મળ છું, તથા જ્ઞાનઘન છું." [સ.૬૮-૭૪]

છેવટે તો તે સ્પષ્ટ કહી દે છેઃ "વ્યવહારદૃષ્ટિવાળો કહે છે કે, જીવને કર્મ બંધાય છે, તેમજ સ્પર્શે છે; પરંતુ શુદ્ધ દૃષ્ટિવાળા કહે છે કે, જીવને કર્મ નથી બંધાતું કે સ્પર્શતું. પરંતુ એ બધા દૃષ્ટિઓના ઝઘડા છે. આત્મા તો એ વિકલ્પોથી પર છે; અને તે જ 'સમયસાર' ગ્રંથનો મત છે. અને એને જ સમ્યગ્દર્શન કે જ્ઞાન કહી શકાય." [સ.૧૪૧ ૪૦ ]

એ ઉપરથી એમ નથી સમજવાનું કે, કુંદકુંદાચાર્ય જૈનધર્મનો સિદ્ધાંત છેક છોડી દે છે. કારણ કે, તેમ થાય તો તેમની સામે પણ સાંખ્યવેદાંત સામે જે આક્ષેપો થાય છે, તે આવીને ઊભા રહે. એટલે તે જરૂર કહે છે કે, 'જીવ પણ જાતે ક્રોધાદિરૂપે પરિણામ પામી કર્મમાં બંધાતો ન હોય, તો તે અપરિણામી ઠરે. અને સાંખ્યસિદ્ધાંતની પેઠે સંસારાભાવ વગેરે દોષ આવીને ઊભા રહે. . . . માટે જીવ પોતે જ ક્રોધભાવે પરિણમી ક્રોધરૂપ થાય છે એમ સમજવું જોઈએ. [સ.૧૨૧૬૦ ]

ભાન અને તત્ત્વનું અભાન એનું જ નામ અજ્ઞાન." [સ.૧૨૬,૧૩૨ ઇ૦]

"અનાદિ કાળથી પોતાની સાથે બંધાયેલા મોહનીય કર્મને કારણે, વાસ્તવિક રીતે શુદ્ધ અને નિરંજન એવો જીવ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિભાવ એવા ત્રણ ભાવે પરિણામ પામતો આવ્યો છે. તે પરિણામોને નિમિત્તે પાછું પુદ્ગલ દ્રવ્ય કર્મરૂપે પરિણામ પામી જીવ સાથે બંધાય છે; અને એ કર્મને નિમિત્તે પાછો જીવ વિવિધ વિભાવો રૂપે પરિણમે છે." [સ.૮૯ ઇ૦] "જ્યાં સુધી જીવનો જ્ઞાન-ગુણ હીન એટલે કે સકષાય હોય છે, ત્યાં સુધી તે વિવિધ ભિન્ન પરિણામો પામ્યા કરે છે; પરંતુ જ્યારે તે તેનો ત્યાગ કરી સમ્યક્ત્વને પામે છે, ત્યારે વિભાવ પરિણામો બંધ પડી, કર્મબંધન થતું નથી. [સ.૧૭-૨] જ્ઞાનીઓએ કર્મનાં પરિણામ વિવિધ કહ્યાં છે; પરંતુ તે કર્મોને કારણે થતા ભાવ એ મારું સ્વરૂપ નથી; હું તો એક ચેતનસ્વરૂપ છું. રાગ એ તો જડ કર્મ છે; તેને પરિણામે આ રાગભાવ પેદા થાય છે. પરંતુ તે કાંઈ મારો ભાવ નથી. હું તો એક ચેતન-સ્વરૂપ છું. એ પ્રકારે જ્ઞાની વસ્તુનું તત્ત્વ જાણતો હોવાથી, વિવિધ ભાવોને કર્મનાં પરિણામ જાણી તજે છે." [સ.૧૯૭ ઇ૦]

એટલે અંતે તો વેદાંતનું 'અજ્ઞાન' કે 'અવિદ્યા' અને સાંખ્યનો 'અવિવેક' જ આવીને ઊભો રહ્યો. અલબત્ત, એ અજ્ઞાન દશામાં પણ સાંખ્ય કે વેદાંત એ વિભાવોને 'પુરુષના' કે 'આત્માના' નહીં કહે; ચિત્ત કે અંતઃકરણના જ કહેશે. જ્યારે, જૈનદર્શન એ વિભાવોને અજ્ઞાનથી પણ

'જીવના' કહેશે. જો કે, એ બાબતમાં કુંદકુંદાચાર્ય જરા આગળ ગયા છે. તે તો ચોખ્ખું કહે છે કે, એ બધા વિભાવો 'મારું સ્વરૂપ નથી'; રાગ એ તો જડકર્મ છે; તેને પરિણામે આ રાગભાવ પેદા થાય છે. પરંતુ તે કાંઈ મારો ભાવ નથી. હું તો એક ચેતનસ્વરૂપ છું. "વાસ્તવિક રીતે જ આત્મા કર્મ અને કર્મફળોનો કર્તા હોય, તો આત્માનો કદી મોક્ષ જ ન થાય." [સ.૩૨૧ ઇ૦]

તેમના ગ્રંથોમાં સાધકને વારંવાર જે એક સલાહ અને એક મુખ્ય માર્ગ બતાવવામાં આવ્યો છે, તે આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતન, અને તેમાં સ્થિતિ છે. તે વાંચતાં ઘણી વાર આપણને વેદાંતનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન યાદ આવ્યા કરે છે. એમ કહ્યા વિના નથી ચાલતું કે, કુંદકુંદાચાર્ય જૈન સિદ્ધાંતમાં ગર્ભિત રહેલી સ્થિતિને પ્રગટ કરે છે અથવા સંપૂર્ણ કરે છે. જીવાત્માનું મૂળ સ્વરૂપ નિત્ય શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વીકારો, એટલે પછી વચમાં દેખાતા બંધનને અવિવેક – ભ્રમ જ કહેવો રહ્યો.

કુંદકુંદાચાર્યના ગ્રંથોમાં જે વિશેષ વસ્તુ છે, તે એ જ છે. બાકી બીજું બધું સૈદ્ધાંતિક નિરૂપણ તથા પરિભાષા વગેરે બીજા જૈન સિદ્ધાંતગ્રંથોથી ખાસ ભિન્ન નથી. એટલું જ નહિ, પણ આ માળામાં જ શ્વેતાંબરોના આગમ ગ્રંથોમાંથી અનુવાદિત થયેલા ગ્રંથોથી પરિચિત વાચકને એ બાબતમાં કશું નવું કે વિશેષ નહિ દેખાય. તેમાં જૈન ભિક્ષુના ધર્મો અને ચર્યાનું પણ જે વિવરણ છે, તે પણ બીજા શ્વેતાંબર ગ્રંથો જેવું જ છે. એટલે એ બધી બાબતો વિષે ખાસ ઉલ્લેખ કરવાની જરૂર નથી.

ખાસ જરૂર તો કુંદકુંદાચાર્યની એક આચાર્ય તરીકેની અને એક સંતપુરુષ તરીકેની મહત્તા વાચકના મન ઉપર ઠસાવવાની છે. પછીના દિગંબર સાહિત્યમાં તેમને માટે જે માન અને ભક્તિભાવથી ઉલ્લેખો થયેલા છે, તે જેણે જોયા હોય, તેને જ તેનો ખ્યાલ આવે. દૂર દક્ષિણમાં લાંબા વખતથી મૂળ સંઘથી છૂટા પડેલા સંઘને જે આચાર્યે જ્ઞાન અને દર્શન આપ્યાં, તથા ચારિત્ર્યનો માર્ગ સુલભ કરી આપ્યો, તે આચાર્ય માટે તે સંઘના લોકો તો કવિ વૃન્દાવનદાસજીના શબ્દોમાં એમ જ કહે કે,

विशुद्ध बुद्धि वृद्धिदा प्रसिद्ध ऋद्धि सिद्धिदा ।
हए न, हैं न होहिंगे मुनिंद कुंदकुंदसे ॥

## ૧

# પ્રાસ્તાવિક

**મંગળાચરણ** ધ્રુવ અને અનુપમ મોક્ષગતિને પામેલા સર્વ સિદ્ધોને નમસ્કાર કરીને, તેમના વર્ણવ્યા મુજબ હું આ આત્મશાસ્ત્ર[1] રચું છું. [સ.૧]

કામભોગ સંબંધી વાતો તો બધાને ઘણી વાર સાંભળવામાં આવી છે, પરિચયમાં આવી છે, તથા અનુભવમાં આવી છે; પરંતુ, રાગાદિરહિત શુદ્ધ આત્મસ્વરૂપની કથા દુર્લભ રહી છે. તે સ્વરૂપ, મારી પાસે જે કાંઈ જ્ઞાનવૈભવ છે, તદનુસાર હું તમને કહી સંભળાવું છું. [સ.૪-૫]

**શાસ્ત્રજ્ઞાનની આવશ્યકતા** જ્યાં સુધી પદાર્થોનો નિશ્ચય નથી હોતો, ત્યાં સુધી પુરુષ ( વ્યવસાયાત્મક બની ) એકાગ્ર થઈને શ્રેય પ્રાપ્ત કરી શકતો નથી. પરંતુ, અર્થોનો નિશ્ચય શાસ્ત્ર વિના થઈ

---

૧. મૂળ: 'સમયપ્રાભૃત'. 'સમય' ( सम्यक् अयः बोधो यस्य) એટલે આત્મા. 'પ્રાભૃત' એટલે અમુક વિષયને લગતું પ્રકરણ, પરિચ્છેદ.

શકતો નથી. માટે, શાસ્ત્રજ્ઞાન મેળવવાનો પ્રયત્ન સૌથી પ્રથમ કરવો જોઈએ. શાસ્ત્રજ્ઞાન વિનાનો પુરુષ ન પોતાનું સ્વરૂપ સમજી શકે, કે ન પર પદાર્થોનું. અને જ્યાં સુધી પદાર્થોની સમજ તેને નથી, ત્યાં સુધી તે કર્મોનો નાશ કેમ કરીને કરી શકે? [પ્ર.૩,૩૨-૩]

પોતાનાથી અન્ય પદાર્થોમાં જીવનો જે મૂઢભાવ, તેનું જ નામ મોહ. મોહયુક્ત જીવ અન્ય પદાર્થોમાં રાગ અથવા દ્વેષ પામી ક્ષુભિત થાય છે; અને કર્મબંધન પામે છે. પદાર્થ જેવો હોય તેવો તેને ન સમજવો અથવા ઊલટો સમજવો, અન્ય પ્રત્યે કરુણાનો અભાવ, અને આસક્તિ — એ મોહનાં લક્ષણ છે. જિનશાસ્ત્ર વડે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પદાર્થોની યથાર્થ સમજ મેળવનાર મનુષ્યનો મોહસમૂહ નિશ્ચય ક્ષીણ થાય છે. જે મનુષ્ય આત્માનું તેમજ તેનાથી ભિન્ન એવા અન્ય પદાર્થોનું વિવેકજ્ઞાન પ્રાપ્ત કરે છે, તે મોહનો ક્ષય કરી શકે છે. [પ્ર.૧.૮૩-૬]

અન્ય ભૂતપ્રાણીઓને જેમ ઇંદ્રિયોરૂપી ચક્ષુ છે, તેમ સાધકને શાસ્ત્રરૂપી ચક્ષુ છે. વિવિધ ગુણો અને પરિણામો સહિત બધા પદાર્થોનું જ્ઞાન શાસ્ત્રમાં છે. પદાર્થોની જેની સમજ કે શ્રદ્ધા શાસ્ત્રપૂર્વક નથી, તેને અહીં સાચી સાધના[1] સંભવી શકતી નથી. અને જેની સાધના સાચી નથી, તે મોક્ષમાર્ગી[2] શાનો? [પ્ર.૩,૩૪-૬]

---

૧. મૂળ: 'સંયમ'. જૈન મોક્ષસાધના સંયમપ્રધાન હોવાથી, તેને માટે એ શબ્દ વારંવાર વપરાય છે.

૨. મૂળ: 'શ્રમણ' – મોક્ષ માટે શ્રમ કરનારો.

માટે, ચાર પ્રકારની (સાંસારિક) ગતિમાંથી[1] મુક્તિ અપાવી નિર્વાણ અપાવનાર અને સર્વજ્ઞ મહામુનિઓના મુખમાંથી નીકળેલ શાસ્ત્રને નમન કરી, (તદનુસાર) હું જે કહું છું, તે શ્રવણ કરો. [પં.૨]

---

૧. દેવ, મનુષ્ય, તિર્યંચ (પશુપંખી વગેરે) અને નારકી એ ચાર ગતિઓ છે.

## ૨

# દ્રવ્ય-વિચાર

### ૧

**છ દ્રવ્યો**

આ સમગ્ર લોક જીવ, પુદ્ગલ,[1] ધર્મ અધર્મ, આકાશ અને કાળ એ છ દ્રવ્યોનો બનેલો છે. તે દ્રવ્યો સત્ છે; કોઈનાં કરેલાં નથી; સ્વભાવસિદ્ધ છે; અનાદિનિધન છે; ત્રિલોકનાં કારણભૂત છે; અન્યોન્યમાં પ્રવેશ કરી શકે છે; અન્યોન્યને અવકાશ આપે છે; અને છતાં પોતાનો સ્વભાવ તજતાં નથી. લોકથી બહાર માત્ર ખાલી આકાશ ('અલોકાકાશ') છે. [પં.૩-૪,૭; પ્ર.૨,૬]

---

૧. જડ દ્રવ્ય, કે જેને માટે અન્ય દર્શનોમાં પરમાણુ, પ્રકૃતિ વગેરે નામો છે, તેને જૈન પરિભાષામાં 'પુદ્ગલ' કહે છે. બૌદ્ધ ગ્રંથોમાં તે શબ્દ મનુષ્યવ્યક્તિ કે જીવ એવા અર્થમાં પણ વપરાય છે.

સત્‌ની વ્યાખ્યા કોઈ પદાર્થ સત્‌ છે એમ કહીએ તેનો અર્થ એ છે કે, તે પદાર્થ ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યાત્મક છે. સત્તા અથવા અસ્તિત્વ એટલે જ ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યાત્મક હોવું તે. [પં.૮] તેનો અર્થ એ થયો કે, ઉપર જણાવેલાં છ દ્રવ્યોમાંથી કોઈ દ્રવ્ય અપરિણામી એટલે કે કૂટસ્થ–નિત્ય નથી; તેમજ માત્ર ક્ષણિક પણ નથી, પરંતુ પરિણામી–નિત્ય છે. આપણે જોઈએ છીએ કે, વસ્તુનાં ચાલુ પરિણામો નાશ પામે છે, નવાં ઉત્પન્ન થાય છે, અને છતાં વસ્તુ પોતે અમુક પ્રકારે કાયમ રહે છે. જેમ કે, સોનાનું કુંડળ મટી કડું થાય છે, ત્યારે કુંડળરૂપનો નાશ થાય છે, કડારૂપની ઉત્પત્તિ થાય છે, અને છતાં તે દરમ્યાન સોનું દ્રવ્યરૂપે કાયમ રહે છે. તેમાં પણ સમજવાનું એ કે, દ્રવ્યની પોતાની ઉત્પત્તિ કે નાશ નથી થતો; પરંતુ તેના પર્યાયોની અપેક્ષાએ તે ઉત્પત્તિ, નાશ અને ધ્રુવત્વયુક્ત બને છે. બીજા શબ્દોમાં કહીએ તો, પોતાના ત્રૈકાલિક વિવિધ ભાવોરૂપે પરિણમતું હોવા છતાં દ્રવ્ય પોતે તો નિત્ય રહે છે. આમ, દ્રવ્ય એક જ સમયે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશરૂપ ભાવો સાથે સમવેત હોય છે. અલબત્ત, ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ પર્યાયોમાં રહેલાં હોય છે; પરંતુ તે પર્યાયો પણ દ્રવ્યના જ છે; એટલે દ્રવ્ય જ એ બધું થાય છે. [પં.૧૧,૬; પ્ર.૨,૮-૯,૧૨]

દ્રવ્યની વ્યાખ્યા કોઈ પદાર્થ દ્રવ્ય છે એમ કહીએ તેનો અર્થ એ કે, તે પોતાના વિવિધ પર્યાયો (પરિણામો) રૂપે દ્રવે છે, અર્થાત્‌ તે તે પર્યાયો

(પરિણામો) પ્રાપ્ત કરે છે. [પં.૯] પર્યાયો વિનાનું દ્રવ્ય ન હોય, અને દ્રવ્ય વિનાનો પર્યાય ન હોય. દ્રવ્ય ગુણાત્મક છે; અને તેનાં પરિણામો એ તેના પર્યાય છે. [પ્ર.૨,૧] દ્રવ્ય વિનાના ગુણ ન હોય અને ગુણ વિનાનું દ્રવ્ય ન હોય. [પં.૧૨-૩] ટૂંકમાં, જે ગુણયુક્ત છે, તથા પર્યાયવાળું છે, તથા પોતાના સ્વભાવનો પરિત્યાગ કર્યા વિના ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવત્વયુક્ત છે, તે દ્રવ્ય કહેવાય. પોતાના ગુણો અને પર્યાયો તથા ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવત્વ સાથે અસ્તિત્વ એ જ દ્રવ્યની સત્તા અથવા સ્વભાવ છે. [પ્ર.૨,૩-૪]

ગુણ અને પર્યાય અહીં એ પણ સમજવાનું છે કે, [1] દ્રવ્ય, ગુણ અને પર્યાયમાં અરસપરસ અન્યત્વ છે, પણ પૃથક્ત્વ નથી. વસ્તુઓ વચ્ચેનો ભેદ વીર ભગવાને બે પ્રકારનો જણાવ્યો છે: પૃથક્ત્વરૂપી, અને અન્યત્વરૂપી. પૃથક્ત્વ એટલે જુદા પ્રદેશવાળા હોવું તે; અને 'તે રૂપ' ન હોવું તે અન્યત્વ. જેમકે, દૂધ અને તેની ધોળાશ વચ્ચે અન્યત્વ છે; પૃથક્ત્વ નથી. પરંતુ દંડ અને દંડી વચ્ચે પૃથક્ત્વ છે. દ્રવ્ય-ગુણ-પર્યાય વચ્ચે તેવું પૃથક્ત્વ નથી. [પ્ર.૨,૧૪,૧૬] દ્રવ્ય વિના ગુણ કે પર્યાય નથી હોતા. દ્રવ્ય જે જે પર્યાયો ધારણ કરે છે, તે રૂપે તે પોતે જ ઉત્પન્ન થાય છે: જેમકે, સોનું જ કુંડળ થાય છે, કડું થાય છે, કે વીંટી થાય છે. પર્યાયોની અપેક્ષાએ જોઈએ, તો નવા નવા પર્યાયો ઉત્પન્ન થાય છે, જે પહેલાં નહોતા; પરંતુ દ્રવ્યની અપેક્ષાએ જોઈએ, તો તે પોતે તો

કાયમનું કાયમ છે. જીવ દેવ થાય છે, મનુષ્ય થાય છે, પશુ થાય છે; પરંતુ તે બધા પર્યાયોમાં તે પોતાનું આત્મત્વ છોડતો નથી, તેથી તે અન્ય નથી. પરંતુ એ પણ સાચું છે કે, જીવ મનુષ્ય હોય છે ત્યારે દેવ નથી હોતો; અને દેવ હોય છે ત્યારે સિદ્ધ નથી હોતો. આમ દ્રવ્યાર્થિક નયની[1] અપેક્ષાએ, બધા પર્યાયો એક દ્રવ્ય-રૂપ જ છે; પરંતુ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ તે વખત પૂરતો તે જીવ તે તે પર્યાય સાથે તન્મય હોવાથી, તે પર્યાયો એકબીજાથી જુદા છે. આમ જુદા જુદા પર્યાયની અપેક્ષાએ એક જ દ્રવ્યને વિષે 'છે' (स्यादस्ति), 'નથી' (स्यान्नास्ति), 'છે – નથી' (स्यादस्ति–स्यान्नास्ति), 'અવક્તવ્ય

---

૧. અનેકધર્માત્મક વસ્તુનો કોઈ એક ધર્મ દ્વારા કરેલો નિશ્ચય 'નય' કહેવાય. 'નય' વસ્તુને એક દૃષ્ટિએ ગ્રહણ કરે છે. નયના ટૂંકમાં બે ભેદ પાડવામા આવે છે: દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક. જગતની નાની મોટી વસ્તુઓ એકબીજાથી છેક અસમાન નથી જણાતી, તેમજ બધી છેક એકરૂપ જ પણ નથી અનુભવાતી. એમાં સમાનતા અને અસમાનતાના બંને અંશો દેખાય છે. જ્યારે બુદ્ધિ વસ્તુઓના માત્ર સામાન્ય અંશ તરફ ઢળે, ત્યારે તેનો તે વિચાર દ્રવ્યાર્થિક નય કહેવાય; અને વિશેષ અંશગામી હોય, ત્યારે તે વિચાર પર્યાયાર્થિક નય કહેવાય. આત્માનાં કાળ અને અવસ્થાભેદનાં ચિત્રો તરફ ધ્યાન ન આપતાં માત્ર શુદ્ધ ચેતના તરફ ધ્યાન અપાય, ત્યારે તે, તે વિષયનો દ્રવ્યાર્થિક નય કહેવાય; અને એ ચેતના ઉપરથી દેશકાળાદિકૃત વિવિધ દશાઓ તરફ ધ્યાન જાય, ત્યારે તે, તે વિષયનો પર્યાયાર્થિક નય સમજવો.

છે (स्यादवक्तव्य), વગેરે સપ્તભંગી પ્રયોગ[1] ઘટી શકે છે. બાકી, સત્ પદાર્થનો નાશ નથી થતો અને અસત્‌ની ઉત્પત્તિ નથી થતી. ઉત્પત્તિ અને વિનાશ ગુણપર્યાયોની અપેક્ષાએ દ્રવ્યમાં કહેવાય છે. [પ્ર.૨,૧૮-૨૩; પં.૧૧-૨૧]

**અસ્તિકાય** છ દ્રવ્યોમાંથી જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને આકાશ એ પાંચ 'અસ્તિકાય' પણ કહેવાય છે. જે પદાર્થ ગુણપર્યાયયુક્ત હોઈ, (ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યયુક્ત હોવારૂપ) અસ્તિત્વ સ્વભાવવાળા હોય, તથા અનેકપ્રદેશાત્મક હોય, તે અસ્તિકાય કહેવાય.[2] [પં.૪-૫]

---

૧. દરેક વસ્તુ અનંત ધર્મોયુક્ત હોવાથી, તેને માટે અમુક ધર્મની અપેક્ષાએ 'સ્યાદ્'—'આમ હોઈ શકે'. એવું જ કથન સંભવી શકે. અમુક ધર્મની અપેક્ષાએ કોઈ વસ્તુને આપણે 'છે' (स्यादस्ति) એમ કહી શકીએ; તે જ પ્રમાણે અન્ય ધર્મની અપેક્ષાએ તે 'નથી' (स्यान्नास्ति) એમ પણ કહી શકીએ. તથા તે બંને વિરોધી ધર્મો ઉપર અનુક્રમે ભાર મૂકી તે 'છે અને નથી' (स्यादस्ति, स्यान्नास्ति) એમ પણ કહી શકીએ; અને તે બંને વિરોધી ધર્મોને ક્રમ વિના જ એક સાથે જ કહેવા જઈએ, તો તે વસ્તુને અવક્તવ્ય (स्यादवक्तव्य) પણ કહી શકાય. ઉપરના ચારેય પ્રકારોને એકબીજા સાથે ભેળવતાં બીજા નીચેના ત્રણ પ્રકારો નીકળી આવે : જેમકે स्यान्नास्ति स्यादवक्तव्य; स्यादस्ति स्यादवक्तव्य, અને स्यादस्ति स्यान्नास्ति स्यादवक्तव्य વિસ્તાર માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક પા. ૩૬-૮.

૨. જેનો બીજો વિભાગ ન થઈ શકે એવા આકાશના અંશને 'પ્રદેશ' કહે છે. એવા અનેક પ્રદેશોને વ્યાપીને રહેલી વસ્તુને 'અસ્તિકાય' કહે છે.

દ્રવ્યોનું વિવિધ વર્ગીકરણ

દ્રવ્યોના બે પ્રકાર છે : જીવ અને અજીવ. જીવદ્રવ્ય ચેતન છે અને બોધવ્યાપારમય છે. પુદ્‌ગલ વગેરે બાકીનાં અજીવદ્રવ્ય અચેતન છે. [પ્ર.૨,૩૫]

દ્રવ્યોના મૂર્ત અને અમૂર્ત એવા પણ બે વિભાગ પાડી શકાય. જે ચિહ્નોથી દ્રવ્યો જાણી શકાય, તે તેમના ગુણો કહેવાય. દ્રવ્ય મૂર્ત હોય કે અમૂર્ત હોય, તે પ્રમાણે તે પણ મૂર્ત કે અમૂર્ત હોય છે. ઇંદ્રિયગ્રાહ્ય ગુણો મૂર્ત કહેવાય; અને તે પુદ્‌ગલના જ હોય છે. પરમાણુથી માંડીને પૃથ્વી સુધીના પુદ્‌ગલદ્રવ્યમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ ચાર ગુણ હોય છે. શબ્દ એ પુદ્‌ગલનો પરિણામ છે, ગુણ નથી.[1] [પ્ર.૨,૩૮-૪૦]

---

૧. ગુણ તો તેને કહેવાય, કે જે રૂપે દ્રવ્ય હમેશ પ્રતીત થતુ હોય; પણ શબ્દ તો જ્યારે બે પુદ્‌ગલસ્કંધો અથડાય છે, ત્યારે પ્રગટ થાય છે; માટે તે પુદ્‌ગલનું પરિણામ છે, ગુણ નહીં. અન્ય દર્શનો શબ્દને આકાશદ્રવ્યનો ગુણ માને છે. પરંતુ તેની સામે દલીલ એ છે કે, જે બે ચીજમાં પરસ્પર મોટો વિરોધ હોય, તે ગુણ-ગુણી હોઈ ન શકે. આકાશ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વિનાનું અમૂર્ત છે; પરંતુ શબ્દ તો છાતી, કંઠ ઇ૦ ઠેકાણેથી પેદા થાય છે અને પેદા થતી વખતે ઢોલ, ઝાલર વગેરેને કંપાવે છે, માટે મૂર્ત છે. વળી તે કાનને બહેરા કરી શકે છે, ફેંકાયા પછી અથડાઈ પાછો આવે છે, તડકાની પેઠે જ્યાં ત્યાં જઈ શકે છે, ધૂપની પેઠે પહોળો થઈ શકે છે, પાંદડાંની પેઠે વાયુ વડે લઈ જવાય છે, તથા બીજા ભારે અવાજથી દબાઈ શકે છે ઇ૦; તેથી શબ્દને આકાશનો ગુણ ન જ કહી શકાય.

અમૂર્ત દ્રવ્યોના ગુણ સંક્ષેપમાં આ પ્રમાણે છે: આકાશદ્રવ્યનો ગુણ અવગાહ — અન્ય દ્રવ્યોને જગા આપવી તે — છે; ધર્મદ્રવ્યનો ગુણ ગતિહેતુત્વ — ગતિમાન દ્રવ્યને ગતિમાં નિમિત્તરૂપ થવું તે — છે; અધર્મદ્રવ્યનો ગુણ સ્થિતિ-કારણતા — સ્થિતિમાન દ્રવ્યની સ્થિતિમાં નિમિત્તરૂપ થવું તે — છે; કાલદ્રવ્યનો ગુણ વર્તના — પોતાની મેળે વર્તતા પદાર્થોને વર્તવામાં સહાયરૂપ થવું તે[1] — છે. આત્માનો ગુણ ઉપયોગ એટલે કે બોધરૂપ વ્યાપાર — ચેતના — છે. [પ્ર.૨,૪૧-૨]

આકાશદ્રવ્ય લોક-અલોકમાં રહેલું છે; ધર્મ અને અધર્મ લોકમાં વ્યાપીને રહેલાં છે; જીવ અને પુદ્ગલને આધારે કાલદ્રવ્ય પણ લોકમાં રહેલું છે.[2] આકાશના પ્રદેશની પેઠે ધર્મ, અધર્મ અને જીવના પણ પ્રદેશ જાણવા. પરમાણુને પ્રદેશ નથી, કારણ કે, તેના ઉપરથી જ આકાશાદિના પ્રદેશ નક્કી કરાય છે. પરમાણુથી વ્યાપ્ત આકાશને પ્રદેશ કહે છે. તે પ્રદેશ અન્ય સર્વ દ્રવ્યોનાં અણુઓને અવકાશ આપી શકે છે. જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને આકાશ એ પાંચ દ્રવ્યો અસંખ્ય

---

૧. અથવા, પોતપોતાના પર્યાયોની ઉત્પત્તિમાં સ્વયમેવ પ્રવર્તમાન દ્રવ્યોને નિમિત્તરૂપ થવું તે 'વર્તના'. જુઓ આગળ પા. ૪૪.

૨. કાલદ્રવ્ય 'જીવ અને પુદ્ગલને આધારે' રહેલું કહેવાનું કારણ એ છે કે, કાલદ્રવ્યનાં સમય વગેરે પરિણામો જીવ અને પુદ્ગલનાં પરિણામોથી જ પ્રગટ થાય છે. જુઓ આગળ પા. ૪૫.

પ્રદેશવાળાં છે.[1] કાલદ્રવ્ય અણુરૂપ હોવાથી (તથા તેનાં પરમાણુ પુદ્ગલ પરમાણુઓની પેઠે એકબીજા સાથે ભળી શકતાં ન હોવાથી) તેને અનેક પ્રદેશો નથી હોતા. એ એક જ પ્રદેશવાળું છે. જેને પ્રદેશો ન હોય, કે એક પ્રદેશ પણ ન હોય, તેને શૂન્ય, અસ્તિત્વરહિત, અવસ્તુભૂત જાણવું. [પ્ર.૨,૪૩-૫,૪૮,૫૨]

છ દ્રવ્યોમાંથી પુદ્ગલ અને જીવનાં ઉત્પાદ, સ્થિતિ અને ભંગરૂપ પરિણામો તેમના ભેગા મળવાથી કે જુદા પડવાથી થાય છે.. [પ્ર.૨.૩૭] બીજા શબ્દોમાં, જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્ય સક્રિય છે; બાકીનાં નહિ.[2] જીવની ક્રિયામાં નિમિત્ત પુદ્ગલ છે;[3] અને પુદ્ગલની ક્રિયામાં નિમિત્ત કાલ છે. [પં.૯૮]

---

૧. તેમાં એટલું વિશેષ સમજવાનું કે, આકાશ અનંત-પ્રદેશી છે; જીવ, ધર્મ અને અધર્મ અસંખ્યપ્રદેશી છે; પુદ્ગલ દ્રવ્ય પરમાણુરૂપે એકપ્રદેશી છે, પરંતુ તેનામાં મિલનશક્તિ હોવાથી અનેકપ્રદેશાત્મક થઈ શકે છે.

૨. બાકીનાં બધાં 'ભાવશીલ' છે. ક્રિયાનું લક્ષણ હલનચલન છે; ભાવનું લક્ષણ પરિણમન માત્ર છે. પરિણમનરૂપ ભાવથી તો બધાં જ દ્રવ્ય ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્ત છે. પરંતુ જીવ અને પુદ્ગલ ક્રિયાવાન પણ છે અને ભાવવાન પણ છે.

૩. જ્યાં સુધી કર્મરૂપી પુદ્ગલદ્રવ્ય સાથે જીવનો સંબંધ છે, ત્યાં સુધી જ તે મૂર્ત જેવો બની બધી ક્રિયાઓ કરે છે; કર્મનો સંબંધ ત્યાગી તે નિષ્ક્રિય થઈ શકે છે. કાલદ્રવ્ય પુદ્ગલની ક્રિયામાં નિમિત્ત કેવી રીતે છે, તે માટે જુઓ પા. ૪૪.

## ૨

હવે છયે દ્રવ્યોનો વિશેષ વિચાર કરીએ.

૧. આકાશ — સર્વ જીવોને, ધર્મને, અધર્મને, કાલને તથા પુદ્‌ગલોને લોકમાં જે દ્રવ્ય સંપૂર્ણ જગા — અવકાશ — આપે છે, તે આકાશ છે. આકાશના જે ભાગમાં તે સર્વ આવેલાં છે, તે લોક કહેવાય છે. લોકની બહાર અનંત આકાશ છે. આકાશને અવકાશ આપવા ઉપરાંત ગમન અને સ્થિતિનું પણ કારણ માનવામાં આવે, તો અનેક જૈન સિદ્ધાંતોનો વિરોધ આવે તેમ છે. જેમકે, મુક્ત થયેલો સિદ્ધ જીવ મુક્ત થતાં વેંત જ ઊર્ધ્વગતિથી લોકની ટોચ સુધી ગમન કરે છે; અને પછી ત્યાં જઈને અટકે છે. જો આકાશ ગમનનું પણ કારણ હોય, તો લોકની બહાર અલોકમાં પણ આકાશ છે; પરંતુ સિદ્ધ જીવ લોકની બહાર ગમન નથી કરી શકતો; કારણ કે, ગમન અને સ્થિતિમાં સહાયક ધર્મ અને અધર્મ તત્ત્વો લોકથી આગળ નથી. 'વળી બધા પદાર્થોની સ્થિતિ–ગતિ લોકરૂપી મર્યાદિત ક્ષેત્રમાં થાય છે, તેથી જ આ સુવ્યવસ્થિત જગત માલૂમ પડે છે. કારણ કે, અનંત પુદ્‌ગલ અને અનંત જીવવ્યક્તિઓ અનંત પરિમાણવાળા વિસ્તૃત આકાશક્ષેત્રમાં રોકાયા વિના સંસાર કરે, તો એવાં પૃથક્ થઈ જાય, કે એમનું ફરીથી મળવું અને નિયત સૃષ્ટિરૂપે નજરે પડવું અસંભવિત તો નહિ, તોય કઠિન તો જરૂર થઈ જાય.' * એટલે, આકાશને ગમન અને સ્થિતિનું પણ કારણ

* અવતરણમાં મૂકેલો ભાગ મૂળમાં નથી.

માનવામાં આવે, તો લોકની મર્યાદા ન રહે, અને અલોક એવી વસ્તુ પણ મટી જાય. તેથી, આકાશથી ભિન્ન ધર્મ અને અધર્મને ગમન અને સ્થિતિનાં કારણભૂત માનવાં જોઈએ. ધર્મ, અધર્મ અને લોકાકાશ સમાન ક્ષેત્રમાં રહેલાં છે, તથા સમાન પરિમાણવાળાં છે; પરંતુ વસ્તુતાએ ભિન્ન છે. [પં.૯૦-૬]

૨. ધર્મ એ દ્રવ્ય રસરહિત, વર્ણરહિત, ગંધરહિત અને સ્પર્શરહિત છે. તે આખા લોકમાં વ્યાપેલું છે; અખંડ છે; સ્વભાવથી જ વિસ્તૃત છે; અને (પારમાર્થિક દૃષ્ટિએ અખંડ એક દ્રવ્ય હોવા છતાં, વ્યાવહારિક દૃષ્ટિએ) અસંખ્ય પ્રદેશયુક્ત છે. તે (ક્રિયાશીલ નથી; પરંતુ ભાવશીલ છે[1]; એટલે કે) પોતાના 'અગુરુલઘુ' (અમૂર્ત) અનંત પર્યાયો રૂપે હંમેશ પરિણામ પામ્યા કરે છે. તે કોઈનું કાર્ય નથી; અને ગતિક્રિયાયુક્ત જીવ અને પુદ્ગલ દ્રવ્યોને તેમની ગતિક્રિયામાં નિમિત્તકારણરૂપ છે.

જેમ પાણી માછલીને ગમનક્રિયામાં અનુગ્રહ કરે છે, તેમ જીવ-પુદ્ગલની ગતિમાં ધર્મદ્રવ્યનું નિમિત્તપણું સમજવું. ધર્મદ્રવ્ય જાતે ગમન નથી કરતું; કે અન્ય દ્રવ્યને ગમન કરાવતું પણ નથી. માછલીની પેઠે, તે તે દ્રવ્યોની ગતિનું ઉપાદાનકારણ તો તે દ્રવ્યો પોતે જ છે. પરંતુ પાણી વિના જેમ માછલીની ગતિ ન સંભવે, તેમ ગતિમાન દ્રવ્યની ગતિ ધર્મદ્રવ્યને કારણે શક્ય બને છે.

---

૧. જુઓ પાનું ૪૧, નોંધ ૨.

૩. અધર્મ જેવું ધર્મદ્રવ્ય છે, તેવું અધર્મદ્રવ્ય છે. પૃથ્વીની પેઠે, તે ગમનક્રિયાયુક્ત જીવ-પુદ્ગલ દ્રવ્યોને સ્થિતિ કરવામાં કારણભૂત છે. જે દ્રવ્યો ગતિ કરી શકે છે, તેમની જ સ્થિતિ પણ સંભવે છે.

આ ધર્મ અને અધર્મ દ્રવ્યોના હોવા અને ન હોવાને કારણે લોક અને અલોક એવા ભેદો પડ્યા છે. જ્યાં ધર્મ-અધર્મ દ્રવ્યો છે, તે લોક; અને જ્યાં તે બે નથી, તે અલોક. ગમન અને સ્થિતિ તેમની સહાયતાથી થાય છે; તે બંને ભિન્ન છે, છતાં એક જ ક્ષેત્રમાં રહેતાં હોવાથી અભિભક્ત પણ છે. [પં.૮૩-૯]

૪. કાલ કાલદ્રવ્યમાં પાંચ વર્ણ કે પાંચ રસ નથી; બે ગંધ નથી; આઠ સ્પર્શ નથી;[1] તે અગુરુલઘુ (અમૂર્ત) છે; 'અન્ય દ્રવ્યોને પરિણમાવવામાં નિમિત્તરૂપ' એવું તેનું લક્ષણ છે. 'જેમ કુંભારના ચાકડાની નીચેનો પથરો તે ચાકડાની ગતિમાં સહાય કરે છે, પણ તેની ગતિનું કારણ નથી; તેમ કાળ અન્ય દ્રવ્યોની પરિણતિમાં નિમિત્તરૂપ છે, પરંતુ કારણ નથી.'[2]

વ્યવહારમાં કાળના સમય, નિમિષ, કાષ્ઠા (૧૫ નિમિષ), કલા (૨૦ કાષ્ઠા), નાલી (ઘડી = વીસ કલાથી થોડું વધુ) દિવસ, રાત, માસ, ઋતુ, અયન, સંવત્સર વગેરે વિભાગો અન્ય દ્રવ્યોના (આંખોનો નિમેષ, કે સૂર્યની ગતિ વગેરેના)

૧. જુઓ પા. ૪૮.
૨. આ દાખલો મૂળનો નથી.

પરિણામ ઉપરથી ગણાતા હોઈ, પરાધીન છે. કાંઈ પણ માપ વિના 'મોડું', 'વહેલું' એવા વિભાગ ન સંભવે. અને એ માપ પુદ્ગલદ્રવ્યોના ફેરફાર ઉપરથી મપાય છે, તેથી કાળ પરાધીન કહેવાય છે. [પં.૨૩-૬]

વ્યવહારમાં જે કાળ ગણાય છે, તે અલબત્ત જીવ-પુદ્ગલોનાં પરિણામ ઉપરથી ગણાય છે; પરંતુ કાળદ્રવ્ય પોતે તો, ઉપર જણાવ્યું તેમ જીવ-પુદ્ગલોનાં પરિણામમાં કારણભૂત છે. વ્યવહારકાળ ક્ષણભંગુર છે; પરંતુ કાળદ્રવ્ય અવિનાશી છે. [પં.૧૦૦]

કાળદ્રવ્ય પ્રદેશરહિત છે; અર્થાત્ એક પ્રદેશમાત્ર છે. એક પરમાણુ આકાશના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય, ત્યારે કાલાણુનો 'સમય' રૂપી પર્યાય પ્રગટ થાય છે. એ સમયપર્યાય તો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; પણ તેની પૂર્વે અને પછી જે દ્રવ્ય કાયમ રહે છે, તે કાલ-દ્રવ્ય છે.[1] [પ્ર. ૨,૪૩;૪૭,૪૯]

---

૧. જે દ્રવ્યોને બહુ પ્રદેશ — વિસ્તાર — હોય, તેમને તિર્યક્પ્રચયવાળાં કહે છે. પ્રદેશોના સમૂહનું નામ જ તિર્યક્-પ્રચય. તેમાં વિસ્તાર — દેશ — નો ખ્યાલ છે. પરંતુ, ઊર્ધ્વપ્રચય એટલે કાળમાં લંબાવું — પરંપરા, સાતત્ય. તેમાં દેશનો ખ્યાલ નથી પણ સાતત્યનો છે. કાળ સિવાયના દ્રવ્યો દેશમાં પણ વિસ્તરેલાં છે, તેમજ કાળમાં પણ વિસ્તરેલાં છે. પરંતુ કાળ પોતે દેશમાં વિસ્તરેલો નથી. તેનો વિસ્તાર પરંપરા-સાતત્ય એ રીતનો જ છે. તેમાં પણ અન્ય દ્રવ્યોના ઊર્ધ્વપ્રચયનું નિમિત્તકારણ કાળ છે; ઉપાદાનકારણ નહિ. પરંતુ કાળદ્રવ્ય પોતાના ઊર્ધ્વપ્રચયનું નિમિત્ત તેમજ ઉપાદાનકારણ પણ છે.

૫. પુદ્ગલ   પુદ્ગલદ્રવ્ય ચાર પ્રકારનું છેઃ સ્કંધ, સ્કંધદેશ, સ્કંધપ્રદેશ અને પરમાણુ. સ્કંધ એટલે સમસ્ત પિંડ; તેનો અર્ધો ભાગ તે દેશ; તેનો પણ અર્ધો ભાગ તે પ્રદેશ; અને જેનો આગળ ભાગ ન થઈ શકે એવો વિભાગ તે પરમાણુ. [પં.૭૪-૫]

સ્કંધો બે પ્રકારના છેઃ ઇંદ્રિયોથી જોઈ શકાય તેવા — બાદર; અને ઇંદ્રિયગોચર નહિ તેવા — સૂક્ષ્મ. તેમને પણ વ્યવહારમાં પુદ્ગલ કહે છે. તે બંનેનાં મળી કુલ છ વર્ગો છે, જેમનાથી આ ત્રૈલોક્યની રચના થઈ છે. (૧) બાદરબાદરઃ ભાગ્યા પછી જોડાઈ ન શકે તેવા – લાકડું, પથરો ઇ૦. (૨) બાદરઃ ભાગ્યા પછી ફરી જોડાઈ શકે તેવા — પ્રવાહી. (૩) સૂક્ષ્મબાદરઃ દેખવામાં સ્થૂલ હોય, પણ ભાગી ન શકાય કે હાથથી પકડી ન શકાય તેવા – તડકો, ચાંદની[1] ઇ૦. (૪) બાદરસૂક્ષ્મઃ સૂક્ષ્મ હોવા છતાં ઇંદ્રિયોથી ગમ્ય – સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે. (૫) સૂક્ષ્મઃ સૂક્ષ્મ, તેમજ ઇંદ્રિયાગોચર; જેવા કે, કર્મવર્ગણા[2] ઇ૦. (૬) સૂક્ષ્મસૂક્ષ્મઃ અતિ સૂક્ષ્મ – જેવા કે, કર્મવર્ગણાથી નીચેના અને દ્વયણુક સુધીના. [પં.૭૬]

---

૧. જૈનો અંધકાર, છાંયો, તડકો, ચાંદની એમને પણ પુદ્ગલરૂપ માને છે. તેની દલીલ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૯૧.

૨. કર્મને જૈનો સૂક્ષ્મ રજરૂપ માને છે. જીવ કર્મ બાંધે છે એમ કહેવાય છે, ત્યાં વસ્તુતાએ જ અમુક પ્રકારની રજ તેની સાથે ચોંટે છે.

**પરમાણુ** બધા સ્કંધોનો જે અંતિમ વિભાગ — જેનાથી આગળ તેનો વિભાગ ન થઈ શકે — તે પરમાણુ છે. તે શાશ્વત છે; શબ્દરહિત છે; એક છે; તથા રૂપ, રસ, સ્પર્શ અને ગંધયુક્ત હોવાથી તે અપેક્ષાએ મૂર્ત છે.[1] તેના ગુણો બોલવામાં જ પૃથક્ ગણાવાય છે; પરંતુ પરમાણુમાં તેમનો પ્રદેશભેદ નથી. પૃથ્વી, જલ, અગ્નિ અને વાયુ એ ચાર ધાતુઓનું તે કારણ છે; (એટલે કે, અન્ય દર્શનો માને છે તેમ, તે તે ધાતુના જુદા પરમાણુ નથી.); તથા પરિણમનશીલ છે.

પરમાણુ શબ્દરહિત છે; કારણકે, શબ્દ તો બે સ્કંધો અથડાવાથી થાય છે. સ્કંધ એટલે પરમાણુઓનો સમૂહ. શબ્દ બે પ્રકારનો હોય છે: પ્રાયોગિક[2] એટલે કે કૃત્રિમ — પુરુષાદિના પ્રયત્નથી થતો; અને નિયત એટલે કે સ્વાભાવિક — મેઘાદિથી થતો. [પં.૭૭-૯]

પરમાણુ નિત્ય છે; પોતાના એક પ્રદેશમાં સ્પર્શાદિ ચાર ગુણોને અવકાશ આપી શકે છે, માટે તે સાવકાશ છે. વળી તેના એક પ્રદેશમાં બીજા પ્રદેશનો સમાવેશ ન થઈ

૧. વળી, પરમાવધિજ્ઞાન કે કેવલીના જ્ઞાનનો વિષય થતો હોવાથી પણ તે મૂર્ત છે.

૨. પ્રાયોગિકના પાછા બે ભેદ છે: ભાષાત્મક અને અભાષાત્મક. ભાષાત્મકના પાછા બે ભેદ છે: અક્ષરાત્મક અને અનક્ષરાત્મક (પશુપંખી વગેરેની બોલીરૂપ). અભાષાત્મકના ચાર વિભાગ: તત, વિતત, ઘન અને સુષિર (વાદ્યોના અવાજ).

શકે, માટે તે અનવકાશ પણ છે. સ્કંધોનો ભેદ કરનાર તેમજ બનાવનાર તે જ છે. [પં.૮૦]

'પુદ્ગલદ્રવ્ય સ્પર્શ, રસ, ગંધ અને વર્ણવાળાં હોય છે. જ્યાં સ્પર્શ હોય, ત્યાં રસ, ગંધ અને રૂપ પણ હોય જ. સ્પર્શ આઠ પ્રકારના છે: નરમ (મૃદુ), ખરબચડો (કઠિન), ભારે (ગુરુ), હળવો (લઘુ), ઠંડો (શીત), ઊનો (ઉષ્ણ), ચીકાશવાળો (સ્નિગ્ધ), અને લૂખો (રૂક્ષ). એ આઠમાંથી ચીકાશવાળો, લૂખો, ઠંડો અને ઊનો એ ચાર જ સ્પર્શ પરમાણુમાં હોઈ શકે છે. મોટા સ્કંધોમાં તો આઠે યથોચિતપણે હોઈ શકે છે. રસ પાંચ છે: કડવો, તીખો, કષાયેલો, ખાટો અને મધુર. ખારો રસ કોઈ મધુરમાં ગણી લે છે, અથવા એકબીજા રસના સંસર્ગથી થતો માને છે. ગંધના બે પ્રકાર છે: સુગંધ અને દુર્ગંધ. વર્ણ પાંચ પ્રકારના છે: કાળો, નીલો, પીળો, ધોળો અને રાતો.' *

પરમાણુમાં એક રસ, એક વર્ણ, એક ગંધ તથા બે સ્પર્શ હોય છે. (અર્થાત્ ચીકાશદાર અને ઊનો; કે ચીકાશદાર અને ઠંડો; લૂખો અને ઠંડો કે લૂખો અને ઊનો.) [પં.૮૧] તે પરમાણુઓમાંથી સ્નિગ્ધ પરમાણુઓ અને રૂક્ષ પરમાણુઓ ભેગા મળી બે પ્રદેશવાળા વગેરે બને છે. પરમાણુઓનું એ સ્નિગ્ધત્વ કે રૂક્ષત્વ પરિણામ પામતું પામતું એક અંશથી માંડી અનંત અંશ જેટલું બની જાય છે. તેમાંથી બે, ચાર, છ એવા સમ પ્રમાણની કે, ત્રણ,

---

* આ ફકરો મૂળનો નથી.

પાંચ, સાત એવા વિષમ પ્રમાણની સ્નિગ્ધતા કે રૂક્ષતાવાળા અણુઓ ચીકણાઈ કે લૂખાઈમાં સમાન કરતાં બે અંશ વધારે હોય, તો એકબીજા સાથે જોડાય છે; પરંતુ એક અંશ જેટલી ચીકણાઈ કે લૂખાઈવાળા બીજા સાથે જોડાતા નથી. દાખલા તરીકે, બે અંશ ચીકણાઈવાળો બીજા ચાર અંશ ચીકણાઈવાળા સાથે જોડાઈ શકે છે; અથવા ત્રણ અંશ લૂખાઈવાળો પાંચ અંશ લૂખાઈવાળા સાથે જોડાઈ શકે છે. એમ બે વગેરે પ્રદેશવાળા પુદ્ગલસ્કંધો પોતપોતાનાં (સ્નિગ્ધ, રૂક્ષ) પરિણામોથી સૂક્ષ્મ કે સ્થૂલ તથા જુદી જુદી આકૃતિવાળાં પૃથ્વી, જલ, તેજ કે વાયુરૂપે થાય છે. [પ્ર.૨,૭૧-૫]

પરમાણુ કાળપરિમાણ જણાવે છે (કારણકે, પરમાણુ આકાશના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય, ત્યારે એક સમય થયો કહેવાય છે). પરમાણુ દ્રવ્યાદિની સંખ્યાની ગણનાનો પણ હેતુ છે (સ્કંધો પરમાણુના બનેલા હોવાથી, જેટલા પરમાણુ હોય તે ઉપરથી દ્રવ્યસંખ્યા જણાય છે). પરમાણુ આકાશના એક પ્રદેશમાં જ રહેતો હોવાથી ક્ષેત્રસંખ્યા પણ તેના ઉપરથી જણાય છે; તેમજ પોતામાં રહેલ વર્ણાદિ ઉપરથી (પદાર્થોની ઓછાવત્તા વર્ણાદિવાળા હોવારૂપી) ભાવસંખ્યા પણ તે જ જણાવે છે. [પં.૮૦]

પરમાણુ સ્કંધભાવે પરિણત છતાં સ્કંધથી જુદો છે. ઇંદ્રિયભોગ્ય પદાર્થો, ઇંદ્રિયો, પાંચે શરીરો,[1] મન, કર્મો તેમજ બીજું જે કાંઈ મૂર્ત છે, તે બધું પુદ્ગલ છે. [પં.૮૨]

---

૧. જુઓ આગળ પાન ૫૯, નો. ૧

૬. જીવ — જીવો બે પ્રકારના છે — સંસારી અને મુક્ત. બંને પ્રકારના જીવો અનંત છે. તેઓ ચેતનાત્મક છે; અને 'ઉપયોગ' એટલે કે બોધ-વ્યાપારરૂપ પરિણામવાળા છે. સંસારી જીવો સદેહ છે; અને મુક્ત જીવો અદેહ છે. (સંસારમાં) જે કોઈ બલ, ઇંદ્રિય, આયુષ અને ઉચ્છ્વાસ એ ચાર પ્રાણો વડે જીવે છે, જીવશે અને જીવતો હતો, તે જીવ છે. જેમનું પ્રાણધારણપણું (એટલે કે, દેહધારણપણું) સર્વથા ટળી ગયું છે, તેવા દેહથી મુક્ત થયેલા જીવો સિદ્ધ કહેવાય છે. તેમનું વાણીથી વર્ણન કરવું શક્ય નથી. [પં.૧૦૯,૩૦,૩૫]

જીવ અસંખ્ય પ્રદેશયુક્ત હોય છે; અને સમગ્ર લોકને પણ વ્યાપીને રહે છે; પરંતુ કેટલાક તેવો વિસ્તાર નથી પામી શકતા. પદ્મરાગ મણિને દૂધમાં નાખ્યો હોય તો દૂધના પરિમાણ પ્રમાણે તેનો પ્રકાશ થાય છે; તેમ જીવાત્મા દેહમાં રહ્યો તે દેહ જેટલા પ્રમાણમાં પ્રકાશક થાય છે. એક કાયામાં સર્વ અવસ્થામાં જેમ તે ને તે જ જીવ છે, તેમ સર્વત્ર સંસાર અવસ્થામાં પણ તે ને તે જ જીવ છે. તે પોતાના શરીરથી અભિન્ન જેવો દેખાય છે; પણ તે બંને એક નથી; માત્ર પોતાના અશુદ્ધ અધ્યવસાયોને કારણે કર્મરજથી મલિન બની, તે પોતાને દેહથી અભિન્ન માની વર્તે છે. [પં.૩૧-૪]

ચેતનાગુણ અને ચેતનાવ્યાપાર — જીવનો ચેતનાગુણ ત્રણ પ્રકારનો છે. (૧) સ્થાવર-કાય જેવા કેટલાક જીવો કર્મનું ફળ જ અનુભવે છે;

તેમની ચેતના 'કર્મફલચેતના' કહેવાય છે. (૨) જંગમ જીવો ઉપરાંતમાં કર્મ પણ કરી શકે છે; તેમની ચેતના કર્મચેતના કહેવાય છે. (૩) અને પ્રાણીપણાને ઓળંગી ગયેલા સિદ્ધ જીવો શુદ્ધ 'જ્ઞાનચેતના'ને જ અનુભવે છે. [ પં.૩૯ ]

જીવનો ચેતનાવ્યાપાર જ્ઞાન અને દર્શન એમ બે પ્રકારનો છે.[૧]

જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશિષરૂપે જાણે, તે જ્ઞાન કહેવાય; અને સામાન્યરૂપે જાણે, તે દર્શન કહેવાય.

**દ્રવ્ય અને ગુણની અનન્યતા**

ચેતનાગુણ સર્વ કાલ જીવથી અનન્યભૂત છે. જ્ઞાનીથી તેનો જ્ઞાનગુણ જુદો નથી; પરમાર્થથી બંનેનું અભિન્નપણું જ છે. દ્રવ્ય જો ગુણથી જુદું હોય, અને ગુણો પણ દ્રવ્યથી જુદા હોય, તો કાં તો એક જ દ્રવ્યને ઠેકાણે અનંત દ્રવ્યો માનવાં પડે; અથવા દ્રવ્યના અભાવનો જ પ્રસંગ આવે. નિશ્ચયજ્ઞો દ્રવ્ય અને ગુણ વચ્ચે અવિભક્ત અનન્યત્વ પણ નથી માનતા; કે વિભક્ત અન્યત્વ પણ નથી માનતા; પરંતુ અમુક અપેક્ષાએ ભેદ તેમજ અભેદ બંને માને છે. ઉલ્લેખ, આકૃતિ, સંખ્યા અને વિષયને લગતા ભેદ બે ભિન્ન વસ્તુઓની બાબતમાં જેમ, તેમ અભિન્ન

---

૧. મૂળમાં [પં. ૪૦-૨] તે બંનેના ભેદોને નામમાત્રથી જણાવ્યા છે. તેની વિગતવાર માહિતી માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૬૯, ટિ૰ નં. ૧.

વસ્તુની બાબતમાં પણ હોઈ શકે.[1] ધનવાળો હોવાથી માણસ ધની કહેવાય છે; અને જ્ઞાનવાળો હોવાથી આત્મા જ્ઞાની કહેવાય છે. પરંતુ, પહેલા દાખલામાં ધન, ધનીથી જુદું છે; તેથી તેમની વચ્ચે સંબંધ બતાવ્યો હોવા છતાં, પૃથક્ત્વ છે. પરંતુ, જ્ઞાન જ્ઞાનીથી જુદું ન હોવાથી બોલવામાં તેમની વચ્ચે ભેદ બતાવાતો હોવા છતાં એકતા છે. જ્ઞાની અને જ્ઞાનનો જો સર્વથા ભેદ હોય, તો બંને અચેતન થાય. જિનોને એ વાત કબૂલ નથી. જ્ઞાનથી ભિન્ન હોઈ, જ્ઞાન સાથે સંબંધ થવાથી આત્મા જ્ઞાની ન થઈ શકે. કારણ, તે સંબંધ થતા પહેલાં તેને અજ્ઞાની કહેવો પડે. પરંતુ, તે વખતે પણ અજ્ઞાન ગુણ સાથે તો તેનું એકત્વ જ માનવું પડે! 'સંબંધ બે પ્રકારના હોય છે: સંયોગ સંબંધ અને સમવાય સંબંધ.'[2] સમવાય સંબંધ એટલે એક ન હોય તો બીજું પણ ન હોય એ રીતે હંમેશાં

૧. દેવદત્તની ગાય એ વ્યપદેશ (ઉલ્લેખ) બે ભિન્ન વસ્તુઓને લગતો છે; પરંતુ વૃક્ષની ડાળી, કે દૂધની ધોળાશ એ વ્યપદેશ અભિન્ન વસ્તુને લગતો છે. જાડા માણસની જાડી ગાય — એ સંસ્થાન અથવા આકૃતિનો ભેદ બે ભિન્ન વસ્તુઓની બાબતમાં છે; પરંતુ મોટા વૃક્ષની મોટી ડાળી, કે મૂર્ત દ્રવ્યના મૂર્ત ગુણ — એ ભેદ અભિન્ન વસ્તુને લગતો છે. દેવદત્તની સો ગાયો — એ સંખ્યાગતભેદ ભિન્ન વસ્તુને લગતો છે; પરંતુ વૃક્ષની સેંકડો ડાળી — એ ભેદ અભિન્ન વસ્તુને લગતો છે. ગોકુળમાં ગાય — એ વિષયગત ભેદ ભિન્ન વસ્તુને લગતો છે; પરંતુ વૃક્ષમાં ડાળી, દૂધમાં ધોળાશ — એ ભેદ અભિન્ન વસ્તુને લગતો છે.

૨. એ વાક્ય મૂળનું નથી.

સાથે જ હોવાપણું — પૃથક્ ન હોવાપણું — તેમજ કદી જુદા ન દેખાવાપણું. દ્રવ્ય અને ગુણો વચ્ચેનો સંબંધ એ રીતનો છે. પરમાણુમાં જે વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ કહેવામાં આવે છે, તે પરમાણુદ્રવ્યથી અન્ય નથી; છતાં વ્યવહારમાં તેમને જુદા કહી શકાય છે; તે જ પ્રમાણે દર્શન અને જ્ઞાન પણ જીવથી અનન્યભૂત છે, પરંતુ બોલવામાં જુદાં કહી શકાય છે; સ્વભાવથી જુદાં નથી. [પં.૪૩-૫૨]

આત્માના ગુણો અનંત છે તથા અમૂર્ત છે. તે અનંત ગુણો દ્વારા તે જીવો વિવિધ પરિણામો પામે છે. [પં.૩૧] (સંસારી અવસ્થામાં) જીવ ચેતનાયુક્ત છે, બોધવ્યાપાર-*વિશિષ્ટ છે; પ્રભુ (કરવા–ન કરવાને સમર્થ) છે; કર્તા* છે; ભોક્તા છે; પોતાના દેહ જેટલા પ્રમાણવાળો છે; વસ્તુતાએ અમૂર્ત અને કર્મબદ્ધાવસ્થામાં મૂર્ત છે. [પં.૨૭]

ઇંદ્રિયો જીવ નથી; છ પ્રકારના (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ – એ) કાયો પણ જીવ નથી; પરંતુ ઇંદ્રિયો અને કાયોમાં જે જ્ઞાન (ચૈતન્યભાવ) છે, તે જીવ છે. જીવ બધું જાણે છે; દેખે છે; સુખ ઇચ્છે છે; દુઃખથી ડરે છે; હિત કે અહિત આચરે છે; અને તેનું ફળ ભોગવે છે. આ તથા એવા બીજા અનેક પર્યાયો વડે જીવને જાણીને, જ્ઞાનથી અન્ય એવાં (સ્પર્શ, રસાદિ) ચિહ્નો વડે અજીવ તત્ત્વ પારખવું. આકાશ, કાલ, પુદ્ગલ, ધર્મ અને અધર્મ — એ તત્ત્વોમાં જીવના ગુણો નથી. તેઓ અચેતન કહેવાય છે; જીવ ચેતન છે. સુખદુઃખનું

જ્ઞાન અથવા હિતમાં પ્રવૃત્તિ અને અહિતની બીરુતા જેને નથી, તે અજીવ છે. સંસ્થાન (આકૃતિ), સંઘાત (બાંધો), વર્ણ, રસ, સ્પર્શ, ગંધ અને શબ્દ એ તથા બીજા અનેક ગુણો અને પર્યાયો પુદ્ગલ દ્રવ્યના જાણવા. જીવ તો અ-રસ, અ-રૂપ, અ-ગંધ, અ-વ્યક્ત, ચેતન, શબ્દરહિત, ઇંદ્રિયાદિથી અગૃહ્ય અને નિરાકાર છે. [પં.૧૨૧-૭]

૩

## આત્મા

જીવકાયના છ પ્રકાર

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ[1] — એમ જીવકાયો છ પ્રકારના છે. ત્રસકાયો જીવયુક્ત છે તે તો સહેજે સમજાય તેવું છે. પરંતુ, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયો પણ જીવયુક્ત છે. તેમના અવાન્તર ભેદો અનેક છે.[2] તે શરીરો તે તે જીવોને માત્ર સ્પર્શેન્દ્રિયો દ્વારા મોહબદ્ધ સ્પર્શરૂપી ભોગ આપે છે. (અર્થાત્ તે જીવોની ચેતના માત્ર કર્મફલ અનુભવનારી છે.) તેમાં અનલ

---

૧. ત્રસ — એટલે ત્રાસ પામી બચવા માટે હલનચલન કરી શકે તેવા — જંગમ.

૨. તેમના તથા ત્રસ જીવોના અવાન્તર ભેદોના સવિસ્તર વર્ણન માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૨૫૯, ટિ. નં. ૧.

(અગ્નિ) અને અનિલ (વાયુ) સિવાયના ત્રણ સ્થાવર છે. અગ્નિ અને વાયુ પણ સ્થાવર છે; પણ તેમની ગતિ ત્રસના જેવી છે. તે પાંચે એકેન્દ્રિય જીવો છે; તથા મન વિનાના છે. ઈંડામાં રહેલો જીવ કે ગર્ભસ્થ અને મૂર્છા પામેલો મનુષ્ય જેમ બહારથી જીવતો જણાતો નથી છતાં જીવે છે, તેમ તે એકેન્દ્રિય જીવોનું સમજવું. (ત્રસોમાં) શંબૂક, શંખ, છીપ, કૃમિ આદિ જીવો રસ અને સ્પર્શ એમ બે ઇંદ્રિયોવાળા છે. જૂ, માંકડ, કીડી, વીંછી વગેરે રસ, સ્પર્શ અને ગંધ એમ ત્રણ ઇંદ્રિયોવાળા છે. ડાંસ મચ્છર, માખી, ભમરી, ભમરા, પતંગ વગેરે રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એમ ચાર ઇંદ્રિયવાળા છે. જળચર, સ્થળચર, અને ખેચર એવા દેવ, મનુષ્ય નારકી અને તિર્યંચ (પશુ ઇ૦) વર્ણ, રસ, સ્પર્શ, ગંધ અને શબ્દ એમ પાંચ ઇંદ્રિયવાળા તથા બળવાન હોય છે. દેવોના ચાર વર્ગ છે; મનુષ્યોના (કર્મભૂમિ[1] અને અકર્મભૂમિ ઉપરથી) બે વર્ગો છે; તિર્યંચોના અનેક વર્ગો છે; અને નારકીઓ (સાત નરકભૂમિઓ અનુસાર[2]) સાત પ્રકારના છે. પૂર્વે બાંધેલું ગતિનામકર્મ[3]

---

૧. જેમાં મોક્ષમાર્ગને જાણનાર અને તેનો ઉપદેશ કરનાર તીર્થંકરો પેદા થઈ શકે છે, તે ભરત વગેરે ભૂમિઓ કર્મભૂમિ કહેવાય છે; બાકીની અકર્મભૂમિ કહેવાય છે. વિગત માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૨૬૧.

૨. રત્નપ્રભા, શર્કરાપ્રભા, વગેરે સાત નરકભૂમિઓ માટે જુઓ 'તત્ત્વાર્થસૂત્ર' (વિદ્યાપીઠ)પા. ૧૪૯ ઇ૦; અ. ૩, સૂ. ૧–૬.

૩. 'નામકર્મ' એટલે જીવની ગતિ, શરીર, આકૃતિ, વર્ણ વગેરે નક્કી કરનારું કર્મ.

અને આયુષકર્મ ક્ષીણ થતાં તેઓ પોતપોતાની લેશ્યા[1] અનુસાર અન્ય ગતિ અને આયુષ્ય પ્રાપ્ત કરે છે. [પં.૧૧૦-૯]

**જીવની પરિણામશીલતા** સંસારી જીવનો કોઈ પર્યાય 'આ જ' એ પ્રમાણે કાયમ રહેતો નથી. કારણ કે, પોતાના (અજ્ઞાનરૂપ) સ્વભાવને કારણે તે વિવિધ ક્રિયાઓ કર્યા કરે છે; અને તે ક્રિયાઓના ફળરૂપે દેવ મનુષ્ય વગેરે યોનિઓ પામ્યા કરે છે. માત્ર, જ્યારે તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિતિરૂપ 'પરમ ધર્મ' આચરે છે, ત્યારે તે દેવ, અસુર વગેરે પર્યાયરૂપી ફળ વિનાનો થાય છે. જીવને વિવિધ શરીરાદિ પ્રાપ્ત કરાવનાર નામકર્મ[2] નામનું કર્મ છે. તે આત્માના શુદ્ધ નિષ્ક્રિય સ્વભાવનો અભિભવ કરી, તેને નર, પશુ, નારકી કે દેવ-ગતિ પમાડે છે. વાસ્તવિક રીતે કોઈ જીવ આ ક્ષણિક સંસારમાં નાશ નથી પામતો, કે નથી ઉત્પન્ન થતો. દ્રવ્યાર્થિક નયથી[3] જોઈએ, તો એક પર્યાયરૂપે નાશ પામી, બીજા પર્યાયરૂપે ઉત્પન્ન થનાર દ્રવ્ય એક જ છે; માત્ર પર્યાયની દૃષ્ટિએ જોઈએ તો તે તે પર્યાયો જુદા જુદા

---

૧. 'કષાયયુક્ત મન-વાણી-કાયાની પ્રવૃત્તિ તેનું નામ લેશ્યા; તે નવી ગતિ અને આયુષના કારણભૂત છે'.— ટીકા. લેશ્યાના સામાન્ય રૂઢ અર્થ તથા ભેદો વગેરે માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૩૮ ટિ. ૧.

૨ જુઓ પાનું ૫૬, નોંધ ૩.

૩. જુઓ પા. ૩૭, નોં. ૧.

છે. સંસારમાં સ્વભાવથી સ્થિર એવી કોઈ વસ્તુ નથી. ચારે ગતિમાં ભટકનાર જીવદ્રવ્યની વિવિધ અવસ્થામાં પરિણમવારૂપ જે ક્રિયા છે, તેનું નામ જ સંસાર. [પ્ર.૨,૨૪-૮]

કર્મબંધન આ લોક સર્વ તરફ સૂક્ષ્મ તેમજ સ્થૂલ તથા આત્માને કર્મરૂપે ગ્રહણ કરવા યોગ્ય ('આત્મપ્રાયોગ્ય') કે ન યોગ્ય એવા જડ ભૌતિક દ્રવ્યના નાના મોટા સ્કંધોથી અત્યંત ગાઢો ભરેલો છે. તેમાંથી કર્મરૂપે પરિણામ પામી શકે તેવા સ્કંધો સંસારી જીવોનાં (રાગદ્વેષાદિ અશુદ્ધ) પરિણામોનું નિમિત્ત પામી, કર્મરૂપે પરિણામ પામે છે અને જીવ સાથે બંધાય છે. કર્મ બંધાવાથી જીવને જુદી જુદી ગતિ પ્રાપ્ત થાય છે. ગતિ પામેલા જીવને દેહ પ્રાપ્ત થાય છે; દેહથી ઇંદ્રિયો, ઇંદ્રિયોથી વિષયગ્રહણ, અને વિષયગ્રહણથી રાગ કે દ્વેષ થાય છે. આ પ્રમાણે સંસારરૂપ ચકરાવામાં મલિન જીવને અશુદ્ધ ભાવો થાય છે. [પં.૧૨૮-૯] જીવને પ્રાપ્ત થતા ઔદારિક, વૈક્રિયિક, તૈજસ, આહારક અને કાર્મણ એ બધા દેહો[1] જડ

1. બહાર દેખાતું સ્થૂલ શરીર તે ઔદારિક; ખાધેલા આહારાદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત થનારું શરીર તે તૈજસ; જીવે બાંધેલો કર્મસમૂહ તે કાર્મણ શરીર; નાનું મોટું વગેરે થઈ શકે તેવું વિશિષ્ટ શક્તિથી પ્રાપ્ત થયેલું શરીર તે વૈક્રિય (તે શરીર દેવ વગેરેને જન્મસિદ્ધ પણ હોઈ શકે); ચૌદ પૂર્વગ્રંથો જાણનાર મુનિથી જ (કાંઈ શંકા પડતાં અન્ય ક્ષેત્રમાં રહેલા તીર્થંકર પાસે જવા માટે) રચી શકાતું શરીર તે આહારક.

ભૌતિક દ્રવ્યાત્મક છે. જીવ તો રસરહિત, રૂપરહિત, ગંધરહિત, અવ્યક્ત, શબ્દરહિત, અતીન્દ્રિય ('અલિંગગ્રહણ') અને નિરાકાર છે; તથા ચેતનાગુણયુક્ત છે. 'રૂપાદિ ગુણયુક્ત મૂર્ત દ્રવ્ય અન્યોન્ય સ્નિગ્ધતા કે રૂક્ષતાથી બંધાઈ શકે; પરંતુ સ્નિગ્ધતા–રૂક્ષતા વિનાનો અમૂર્ત આત્મા જડ ભૌતિક દ્રવ્યરૂપ કર્મ પોતામાં કેવી રીતે બાંધી શકે ?' – એવી શંકા કરવી ઠીક નથી. કારણ કે, આત્મા રૂપાદિરહિત હોવા છતાં રૂપાદિયુક્ત દ્રવ્યો અને તેમના ગુણોને જેવી રીતે જુએ છે અને જાણે છે, તેવી રીતે જડ ભૌતિક દ્રવ્ય સાથે તેનો બંધ પણ જાણવો. જ્ઞાન-દર્શન-મય આત્મા વિવિધ પ્રકારના વિષયોને પ્રાપ્ત કરી મોહ પામે છે, રાગ પામે છે, અથવા દ્વેષયુક્ત થાય છે; તે જ તેમની સાથે તેનો સંબંધ છે. જીવ જે ભાવથી ઇંદ્રિયગોચર બનેલા પદાર્થને જુએ છે તથા જાણે છે, તેનાથી તે રંજિત થાય છે, અને તેને લીધે જ પછી તેની સાથે કર્મ બંધાય છે — એવો જિનશાસ્ત્રનો ઉપદેશ છે. યથાયોગ્ય સ્નિગ્ધતા કે રૂક્ષતાથી જડ ભૌતિક દ્રવ્યનો આપસમાં બંધ થાય છે; અને રાગાદિ વડે આત્માનો બંધ થાય છે; એમ એ બંનેનો અન્યોન્ય અવગાહ પુદ્ગલ અને જીવ બંનેને કારણે છે. જીવ પોતે પારમાર્થિક દૃષ્ટિએ મૂર્ત નથી; પરંતુ અનાદિ કાળથી કર્મો વડે બંધાયેલો હોઈ મૂર્ત બન્યો છે. તેથી તે મૂર્ત કર્મોને પોતા સાથે બાંધે છે અને પોતે તેમની સાથે બંધાય છે. એ કર્મનાં ફળરૂપ જડ વિષયોને જીવ જડ ઇંદ્રિયો દ્વારા ભોગવે છે. [પં.૧૩૨-૪] આત્મા પ્રદેશયુક્ત છે; તે પ્રદેશોમાં પુદ્ગલકાયો યથાયોગ્ય પ્રવેશ પામે છે, બંધાય છે, સ્થિર રહે છે

અને પાછા (ફળ દઈને) છૂટા પડી જાય છે. જીવ રાગયુક્ત થાય છે ત્યારે કર્મ બાંધે છે; અને રાગરહિત થાય છે ત્યારે મુક્ત થાય છે; આ ટૂંકમાં જીવોના બંધનું સ્વરૂપ છે. જીવના અશુદ્ધ પરિણામથી બંધ થાય છે. તે પરિણામ રાગ, દ્વેષ અને મોહયુક્ત હોય છે. તેમાંથી મોહ અને દ્વેષ અશુભ છે; રાગ શુભ તેમજ અશુભ બંને પ્રકારનો હોય છે. અન્ય તરફ શુભ પરિણામ પામવાથી પુણ્ય થાય છે; અને અશુભથી પાપ થાય છે. અન્ય દ્રવ્ય તરફ કાંઈ પરિણામ ન થાય, તો તે દુઃખના ક્ષયનું કારણ થાય છે. [પ્ર.૨,૭૫-૮૯]

**જીવનું કર્તાપણું** ફલોન્મુખ થયેલા[1] કર્મને અનુભવતો જીવ જે પરિણામ પ્રાપ્ત કરે છે, તે પરિણામનો[2] તે કર્તા કહેવાય છે. કર્મ વિના જીવને ઉદયભાવ, ઉપશમભાવ, ક્ષયભાવ, કે ક્ષયોપશમભાવ[3] હોઈ જ

૧. મૂળમાં: 'ઉદય અવસ્થાને પામેલા' એમ છે.

૨. તેને 'ભાવકર્મ' કહે છે. જુઓ પાન ૬૧ નોંધ ૨.

૩. ઉદય એ એક પ્રકારની આત્માની કલુષિતતા છે, જે કર્મના ફલાનુભવથી ઉત્પન્ન થાય છે. ઉપશમ એ એક પ્રકારની આત્મશુદ્ધિ છે, જે સત્તાગત કર્મનો ઉદય વદન રોકાઈ જતાં ઉત્પન્ન થાય છે; ક્ષય એ આત્માની એવી પરમ વિશુદ્ધિ છે, જે કર્મનો સંબંધ અત્યંત છૂટી જતાં પ્રગટ થાય છે. ક્ષયોપશમ એ એવા પ્રકારની આત્મશુદ્ધિ છે, જે કર્મના ઉદયમાં નહિ આવેલ અંશના ઉપશમથી અને ઉદયમાં આવેલ અંશના ક્ષયથી પેદા થાય છે.

ન શકે. માટે એ ચાર ભાવો કર્મકૃત છે. પરંતુ અહીં શંકા થઈ શકે કે, 'એ ભાવો જો કર્મકૃત હોય, તો જીવને તેમનો કર્તા કેમ કરીને કહેવાય? માટે પારિણામિક[1] ભાવ સિવાય આત્મા બીજા કોઈ ભાવ કરતો નથી એમ કહેવું જોઈએ.' તેનું સમાધાન એ છે કે, જીવના ભાવ ઉત્પન્ન થવામાં કર્મ નિમિત્તરૂપ છે; અને કર્મનાં પરિણામની ઉત્પત્તિમાં જીવના ભાવ નિમિત્તરૂપ છે. જીવના ભાવ, અલબત્ત, કર્મપરિણામનું ઉપાદાનકારણ નથી જ; કે કર્મપરિણામ એ જીવના ભાવનું ઉપાદાનકારણ નથી. આત્માનો જે પરિણામ તે તો આત્મા પોતે જ છે; એ પરિણમવાની ક્રિયા જીવમયી જ છે;' તથા તે જીવે પોતે કરેલી હોવાથી જીવનું જ કર્મ[2] કહેવાય છે. પણ જે દ્રવ્યકર્મ તેને ચોટે છે, તેનું ઉપાદાનકારણ તે નથી. પોતાનાં પરિણામને કરતો આત્મા પોતાના ભાવોનો કર્તા છે; તે જ પ્રમાણે કર્મ પણ પોતાના સ્વભાવથી પોતાનાં પરિણામોનો કર્તા છે. તો હવે પ્રશ્ન થાય છે કે, જો કર્મ પોતાનાં પરિણામો કરતું હોય, અને જીવ પોતાનાં પરિણામો કરતો હોય, તો આત્મા કર્મ બાંધે છે કે કર્મનું ફળ ભોગવે છે એમ કેમ કરીને કહેવાય? તેનું સમાધાન આ પ્રમાણે છે:

---

૧. કોઈ પણ દ્રવ્યનું સ્વાભાવિક સ્વ-રૂપે પરિણમન એ તેનો પારિણામિક ભાવ કહેવાય.

૨. કર્મના બે પ્રકાર છે. વિવિધ રાગાદિરૂપે પરિણમવાની જે જીવગત ક્રિયા (જેને કારણે જડ કર્મ તેની સાથે બંધાય છે,) તે ભાવકર્મ; અને તેને પરિણામે બંધાતું જડ કર્મ તે દ્રવ્યકર્મ.

આ આખો લોક બધી બાજુ સૂક્ષ્મ, સ્થૂલ એમ અનંતવિધ જડ કર્મદ્રવ્યોથી[1] ખીચોખીચ ભરેલો છે. હવે, જીવ જે વખતે પોતાનાં અશુદ્ધ વિભાવપરિણામો કરે છે, તે વખતે ત્યાં એક જ ક્ષેત્રમાં અતિશય ગાઢ રહેલાં કર્મદ્રવ્ય જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મરૂપી પરિણામ પામી, જીવ સાથે બંધાય છે. આમ કર્મ પોતાનાં (જ્ઞાનાવરણીયાદિ) પરિણામોનું કર્તા છે ખરું; પરંતુ જીવના ભાવોથી સંયુક્ત હોઈને. એટલે કે, જીવમાં ભાવપરિણામ થવાની સાથે જડ કર્મ પોતાનાં પરિણામ પામે છે. તે જ પ્રમાણે કર્મનાં પરિણામો થવાની સાથે જીવના ભાવોમાં પણ પરિણામ થાય છે. એ રીતે કર્મપરિણામોને પોતાના ભાવો દ્વારા જીવ ભોગવે છે. [પં.૫૩-૬૯]

જીવ પરિણામસ્વભાવી છે. તેથી તે શુભ, અશુભ કે શુદ્ધ એમ જેવા જેવા ભાવોરૂપે પરિણમે છે, તેવો તેવો તે થાય છે. જો આત્મા સ્વભાવથી જ અપરિણામી હોત, તો આ બધો સંસાર જ ન હોત. કોઈ દ્રવ્ય પરિણામ વિનાનું નથી; અને કોઈ પરિણામ દ્રવ્ય વિના સંભવતું નથી. પદાર્થનું અસ્તિત્વ જ દ્રવ્ય, ગુણ અને પર્યાયનું બનેલું છે. આત્મા જ્યારે શુદ્ધ ભાવોરૂપે પરિણમે છે,

---

૧. કર્મદ્રવ્ય પણ (ભૌતિક) પુદ્ગલ દ્રવ્યરૂપ જ છે. પણ તે વિશિષ્ટ પ્રકારનું છે એટલું જ. જોકે, જ્ઞાનાવરણીયાદિ કર્મો રૂપે પરિણામ પામ્યા બાદ જ તેને 'કર્મ' એવી સંજ્ઞા પ્રાપ્ત થાય છે. પરંતુ અહીં સરળતા ખાતર કર્મ શબ્દ પહેલેથી જ વાપર્યો છે.

ત્યારે નિર્વાણસુખ પામે છે; શુભ ભાવોરૂપે પરિણમે છે, ત્યારે સ્વર્ગસુખ પામે છે; અને અશુભભાવોરૂપે પરિણમે છે, ત્યારે હીન મનુષ્ય, નારકી કે પશુ ઇત્યાદિરૂપ બની, હજારો દુઃખોથી હંમેશાં પીડાતો લાંબો વખત ભટક્યા કરે છે. [પ્ર.૧,૮-૧૨]

જીવના શુભ ભાવો

જે આત્મા દેવતા, યતિ અને ગુરુની પૂજામાં તથા દાન, ઉત્તમ શીલ અને ઉપવાસાદિમાં રક્ત છે, તે આત્મા શુભ ભાવોવાળો (પુણ્યશાળી) ગણાય. જે જીવનો રાગ શુભ છે, જેનો ભાવ અનુકંપાયુક્ત છે; તથા જેના ચિત્તમાં કલુષતા નથી, તે જીવ પુણ્યશાળી છે. અર્હંતો, સિદ્ધો અને સાધુઓમાં ભક્તિ, ધર્મમાં પ્રવૃત્તિ, અને ગુરુઓનું અનુસરણ એ બધા શુભ રાગ કહેવાય. ભૂખ્યા, તરસ્યા કે દુઃખીને જોઈને દુઃખ પામવું તથા દયાપૂર્વક તેને મદદ કરવી તે અનુકંપા કહેવાય. ક્રોધ, માન, માયા કે લોભ ચિત્તને અભિભૂત કરી જીવને ક્ષુબ્ધ કરી મૂકે, તે કલુષતા કહેવાય. શુભ ભાવોવાળો જીવ પશુ, મનુષ્ય કે દેવ બની, તેટલો સમય વિવિધ ઐન્દ્રિયિક સુખ પામે છે. [પં.૧૩૫-૮]

જીવના અશુભ ભાવો

જે મનુષ્ય વિષયકષાયોમાં ડૂબી ગયો હોય છે, દુષ્ટ શાસ્ત્રો, દુષ્ટ ચિંતા અને દુષ્ટ ગોષ્ઠિવાળો છે, જે ઉગ્ર છે તથા ઉન્માર્ગગામી છે, તેનો ચેતનાવ્યાપાર, અશુભ છે. [પ્ર.૨,૬૬] પ્રમાદબહુલ વર્તન, કલુષતા, વિષયોમાં લોલુપતા, બીજાને

પરિતાપ આપવો, તથા બીજાનું ભૂંડું બોલવું એ બધાં પાપકર્મનાં દ્વાર છે. આહાર, ભય, મૈથુન, પરિગ્રહ — એ ચાર સંજ્ઞાઓ, કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણ લેશ્યાઓ,[1] ઇંદ્રિયવશતા, આર્ત અને રૌદ્ર ધ્યાન,[2] દુષ્ટ ભાવોમાં જ્ઞાનને પ્રયોજવું, અને મોહ એ બધાં પાપકર્મનાં દ્વાર છે. [પં.૧૩૯-૪૦]

વાસ્તવિક રીતે જોવા જઈએ તો શુભ કે અશુભ ભાવોનાં પરિણામમાં તફાવત નથી. દેવોને પણ સ્વભાવસિદ્ધ સુખ નથી; તેથી દેહવેદનાથી પીડાઈ તેઓ રમ્ય વિષયોમાં રમે છે. નર, નારકી, પશુ અને દેવ — એમ ચારે ગતિમાં દેહથી થતું દુઃખ છે જ. સુખી જેવા દેખાતા દેવેન્દ્રો

૧. ઉત્તરાધ્યયન અ૦ ૩૪મા જણાવ્યા પ્રમાણે: હિંસાદિ ઉત્કટ દોષપ્રવૃત્તિઓમાં મચી રહેતો અજિતેંદ્રિય માણસ કૃષ્ણ લેશ્યા પામે છે; ઈર્ષ્યા, તપનો અભાવ, વિષયલંપટતા, અવિદ્યા અને માયાવાળા ઇદ્રિયસુખાભિલાષી લોકો નીલલેશ્યા પામે છે; વાંકું બોલનારો, વાંકું આચરનારો, શઠ, અસરલ, અને કપટી માણસ કાપોત લેશ્યા પામે છે. લેશ્યા એટલે કર્મોના સાન્નિધ્યથી આત્મામાં થતો વૃત્તિઓનો ફેરફાર. તે ફેરફાર ઉત્પન્ન કરનાર વિશિષ્ટ દ્રવ્ય પણ લેશ્યા કહેવાય છે. કેટલાક તે દ્રવ્યને કર્મપ્રવાહથી ભિન્ન નથી માનતા; કેટલાક તેને સ્વતંત્ર દ્રવ્ય માને છે. વિશેષ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૨૩૮, ટિ૦ ૧.

૨. અપ્રિય વસ્તુના વિયોગ માટે, પ્રિય વસ્તુ મેળવવા માટે જે સતત ચિંતા તે આર્તધ્યાન; અને હિંસા, અસત્ય, ચોરી અને વિષયરક્ષણ માટે જે સતત ચિંતા તે રૌદ્રધ્યાન.

અને ચક્રવર્તીઓ શુભ ભાવોને પરિણામે પ્રાપ્ત થયેલા ભોગોમાં આસક્ત થઈ, દેહાદિની વૃદ્ધિ કરે છે. શુભ ભાવોને કારણે પ્રાપ્ત થયેલાં વિવિધ પુણ્યોથી દેવયોનિ સુધીના જીવોને વિષયતૃષ્ણા પ્રાપ્ત થાય છે. પછી, જાગેલી તૃષ્ણાથી દુ:ખી તથા સંતપ્ત થયેલા તેઓ મરણપર્યંત વિષયસુખો ઇચ્છે છે અને અનુભવે છે. પરંતુ, ઇંદ્રિયોથી પ્રાપ્ત થતું સુખ દુઃખરૂપ જ છે; કારણ કે, તે પરાધીન છે, બાધાયુક્ત છે, નિરંતર રહેતું નથી, બંધનું કારણ છે, તથા વિષમ (હાનિવૃદ્ધિયુક્ત કે અતૃપ્તિકર) છે. આમ પુણ્ય અને પાપનાં પરિણામમાં તફાવત નથી. જે એમ ન માનતાં, પુણ્યથી મળતાં સુખો પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, તે મોહમૂઢ મનુષ્ય આ ઘોર, અપાર સંસારમાં ભટક્યા કરે છે. [પ્ર.૧,૬૯-૭૭]

**જીવના શુદ્ધ ભાવો** આમ સમજી, જે માણસ પર દ્રવ્યોમાં રાગ કે દ્વેષ પામ્યા વિના પોતાના શુદ્ધ ભાવોમાં સ્થિત થાય છે, તે દેહથી થતું દુઃખ દૂર કરી શકે છે. પાપકર્મો તજી કોઈ ભલે શુભ — પુણ્ય — ચરિત્રમાં ઉદ્યમવંત થાય; પણ જ્યાં સુધી તે મોહાદિ તજે નહિ, ત્યાં સુધી તે શુદ્ધ આત્માને પામી શકે નહિ. અર્હંત (સદ્‌ગુરુ) એ આત્માનું શુદ્ધ સ્વરૂપ છે. એટલે, જે માણસ અર્હંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે છે, તે આત્માને પણ જાણે છે; અને તેનો મોહ પણ ક્ષય પામે છે. પોતાનાથી અન્ય પદાર્થોમાં જીવનો જે મૂઢ ભાવ (વિપરીત ભાવ), તેનું જ નામ મોહ. મોહયુક્ત જીવ અન્ય પદાર્થમાં રાગ અથવા

દ્વેષ પામી ક્ષુભિત થાય છે, અને કર્મબંધન પામે છે. જીવ મોહરહિત થઈ, આત્માનું તત્ત્વ બરાબર સમજી, રાગદ્વેષ તજે છે, ત્યારે શુદ્ધ આત્માને પામે છે. બધા અર્હંતો એ જ માર્ગે કર્મનો ક્ષય કરી, તથા અન્ય જીવોને પણ એ જ ઉપદેશ કરી, મુક્ત થયા છે. તેમને નમસ્કાર હજો. [પ્ર.૧,૭૮-૮૨]

• હું અશુભોપયોગરહિત થઈ, તથા શુભોપયોગી પણ ન બની, અન્ય દ્રવ્યોમાં મધ્યસ્થ રહી, જ્ઞાનાત્મક આત્માનું ધ્યાન કરું છું. હું દેહ નથી, મન નથી, વાણી નથી, કે તેમના કારણરૂપ પુદ્ગલ દ્રવ્ય નથી. હું કર્તા નથી, કારયિતા નથી, અને કરનારાઓનો અનુમંતા પણ નથી. દેહ, મન, અને વાણી જડ ભૌતિક દ્રવ્યાત્મક છે; અને ભૌતિક દ્રવ્ય પણ અંતે પરમાણુઓનો પિંડ છે. હું જડ ભૌતિક દ્રવ્યમય નથી; એટલું જ નહિ, પણ મેં તેના પરમાણુઓને પિંડરૂપ કર્યા પણ નથી. તેથી હું દેહ નથી કે તે દેહનો કર્તા પણ નથી. [પ્ર.૨,૬૩-૭૦]

પૃથ્વી વગેરે જે સ્થાવર તેમજ જંગમ જીવકાયો છે, તે શુદ્ધ ચૈતન્યસ્વભાવી જીવથી ભિન્ન છે; અને જીવ પણ તેમનાથી ભિન્ન છે. જે જીવ પોતાના મૂળ સ્વભાવને ન જાણી, જીવ અને ભૌતિક દ્રવ્યને જુદાં જાણતો નથી, તે મોહપૂર્વક 'હું આ શરીરાદિ છું, આ શરીરાદિ મારાં છે,' એવા અધ્યવસાય કરે છે. એ પ્રમાણે મોહાદિ કર્મોથી બંધાયેલો જીવ પ્રાણો વડે બદ્ધ થાય છે; અને કર્મફલ ભોગવતો અન્ય કર્મોથી બંધાય છે. મોહ અને દ્વેષથી જીવ

જ્યારે પોતાના તેમજ અન્યના પ્રાણોને પીડા કરે છે, ત્યારે જ્ઞાનાવરણીયાદિ કર્મો વડે બંધાય છે. કર્મો વડે મલિન થયેલો આત્મા જ્યાં સુધી દેહાદિ વિષયોમાં મમત્વ તજતો નથી, ત્યાં સુધી ફરી ફરી બીજા પ્રાણો ધારણ કર્યાં કરે છે. પરંતુ, જે જીવ ઇંદ્રિય, ક્રોધાદિવિકાર, તથા અસંયમાદિને જીતી, પોતાના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપનું ધ્યાન કરે છે, તે કર્મો વડે બંધાતો નથી; એટલે તેને પ્રાણો[1] કેમ કરીને અનુસરે ? [પ્ર.૨,૫૩-૯]

**શાસ્ત્રજ્ઞાનનો સાર**

જે શ્રમણ મમતાને તજતો નથી, તેમજ દેહાદિ દ્રવ્યોમાં અહં–મમ–પણું ભૂલતો નથી, તે ઉન્માર્ગે જાય છે. પરંતુ, 'હું બીજાંનો નથી, બીજાં મારાં નથી; હું એક જ્ઞાનસ્વરૂપ છું,' એવું જે ધ્યાન કરે છે, તે આત્મારૂપ બને છે. હું મારા આત્માને શુદ્ધ, ધ્રુવ, જ્ઞાનસ્વરૂપ, દર્શનરૂપ, અતીન્દ્રિય, મહા-પુરુષાર્થરૂપ, અચલ અને અનાલંબ માનું છું. દેહ, અન્ય દ્રવ્યો, સુખદુઃખ, કે શત્રુઓ અને મિત્રો જીવને કાયમનાં નથી; કેવલ પોતાનો જ્ઞાન-દર્શન-સ્વરૂપ આત્મા ધ્રુવ છે. એવું જાણી, જે ગૃહસ્થ કે મુનિ વિશુદ્ધ ચિત્તવાળો બની

---

૧. પ્રાણો એ આત્માના સ્વરૂપભૂત નથી; પરંતુ શરીરી અવસ્થામાં જીવને તે અવશ્ય હોય છે. તેથી પ્રાણ જીવના લિંગ–ચિહ્ન કહેવાય છે. વૈશેષિકો આત્માના લિંગ આ પ્રમાણે ગણાવે છે : 'प्राणापान–निमिषोन्मेष–जीवन–मनो–गतीन्द्रियान्तर–विकाराः सुख-दुःखेच्छा–द्वेष–प्रयत्नाश्चात्मनो लिङ्गानि । [वै.सू.३,२-४]

પરમાત્માનું ધ્યાન કરે છે, તે મોહરૂપી દુષ્ટ ગ્રંથિને છેદી નાખે છે. શ્રમણ બનેલો પણ જે મોહની ગ્રંથિ છેદી નાખી, રાગદ્વેષ દૂર કરી, સુખદુઃખમાં સમાન બુદ્ધિવાળો થાય છે, તો અક્ષયસુખ પામે છે. મોહમલ દૂર કરી, વિષયોમાં વિરત થઈ, મનનો નિરોધ કરી, જે પોતાના ચૈતન્ય સ્વરૂપમાં સમવસ્થિત થાય છે, તે શુદ્ધ આત્માનું ધ્યાન કરનારો બને છે. [પ્ર.૨,૯૦,૧૦૬] જેમને પદાર્થોનું સમ્યક્જ્ઞાન છે, જેઓએ અંતરંગ અને બહિરંગ પરિગ્રહ તજ્યો છે, તથા જેઓ વિષયોમાં આસક્ત નથી, તે શુદ્ધ ભાવોવાળા કહેવાય. જે શુદ્ધ છે, તે જ સાચો શ્રમણ છે. તેને જ દર્શન છે, તેને જ જ્ઞાન છે, તેને જ નિર્વાણ છે, અને તે જ સિદ્ધ છે. તેને નમસ્કાર. ગૃહસ્થ હો કે મુનિ, પરંતુ જે આ ઉપદેશ સમજે છે, તે થોડા જ વખતમાં 'પ્રવચનસાર' એટલે કે સિદ્ધાંતનું રહસ્ય પ્રાપ્ત કરે છે. [પ્ર.૨,૭૪-૫]

**પારમાર્થિક સુખ** શુદ્ધ ભાવોરૂપે પરિણમેલા આત્માને સૌથી અધિક, આત્મામાંથી જ ઉત્પન્ન થયેલું, ઇંદ્રિયોના વિષયોથી અતીત, ઉપમારહિત, અનંત અને નિરવચ્છિન્ન એવું પરમ સુખ પ્રાપ્ત થાય છે. જે મુનિ જીવાદિ નવ પદાર્થો તથા તેમનું નિરૂપણ કરતાં શાસ્ત્રવચનો સારી રીતે જાણે છે,[1] જે

૧. 'જાણીને, તેમાં શ્રદ્ધા કરીને તે પ્રમાણે આચરણવાળો થાય છે.'— ટીકા.

સંયમ[1] અને તપથી[2] યુક્ત છે, રાગરહિત છે, તથા સુખદુઃખમાં સમબુદ્ધિવાળો છે, તે શુદ્ધ ભાવોવાળો કહેવાય. [પ્ર.૧,૧૩-૪]

૧. 'પાંચ ઇંદ્રિયો તથા મનની અભિલાષાઓ અને છ પ્રકારના જીવોની હિંસામાંથી આત્માને રોકી, પોતાના સ્વરૂપમાં સ્થિત થવારૂપી સંયમ.' — ટીકા.

૨. 'બાહ્ય અને આંતર તપોબલને કારણે કામક્રોધાદિ શત્રુઓ વડે અખંડિત પ્રતાપવાળા શુદ્ધ આત્મામાં વિરાજવારૂપી તપ'.— ટીકા

૪

# આત્માનું શુદ્ધ સ્વરૂપ

'સ્વયંભૂ' જ્ઞાન તથા દર્શનને આવરણ કરનાર, વીર્યાદિ ફોરવવામાં અંતરાય કરનાર, અને દર્શન તથા ચારિત્રમાં પ્રતિબંધ કરનાર (મોહનીય) કર્મોરૂપી રજ વિનાનો થયેલો તથા બીજા કશાની મદદ વિના — સ્વયં — શુદ્ધ ભાવોથી વિશુદ્ધ બનેલો આત્મા જ્ઞેયભૂત પદાર્થોનો પાર પામે છે. એ પ્રમાણે પોતાની મેળે જ પોતાના મૂળ સ્વભાવને પામેલો, સર્વજ્ઞ તથા ત્રણે લોકોના અધિપતિઓથી પૂજાયેલો તે આત્મા 'સ્વયંભૂ' કહેવાય છે. તેની એ શુદ્ધ સ્વભાવની ઉત્પત્તિ નાશ વિનાની છે; અને તેની અશુદ્ધિનો વિનાશ ફરી ઉત્પત્તિ વિનાનો છે. તેનું સિદ્ધપણું બીજા કશાથી ઉત્પન્ન નથી થયું તેથી કશાનું કાર્ય પણ નથી; તેમ જ તે બીજા કશાને ઉત્પન્ન પણ ન કરતું હોવાથી કોઈનું કારણ પણ નથી. મુક્ત જીવ શાશ્વત છે; છતાં સંસારાવસ્થાની અપેક્ષાએ તેનો ઉચ્છેદ છે;

સંપૂર્ણપણાની ઉત્પત્તિની દૃષ્ટિએ તે ભવ્ય[1] છે; છતાં અશુદ્ધપણામાં ફરી ઉત્પત્તિની અપેક્ષાએ તે અભવ્ય છે; પરસ્વભાવની અપેક્ષાએ તે શૂન્ય છે; છતાં સ્વ-સ્વભાવની અપેક્ષાએ તે પૂર્ણ છે; વિશુદ્ધ કેવળજ્ઞાનની અપેક્ષાએ તે વિજ્ઞાનયુક્ત છે; છતાં અશુદ્ધ ઇંદ્રિયજ્ઞાનાદિની અપેક્ષાએ તે વિજ્ઞાનરહિત છે. મુક્તાવસ્થામાં જીવનો અભાવ નથી જ. [પં.૩૬-૭] તેના સ્વરૂપનો ઘાત કરનારાં ઘાતિકર્મો[2] નાશ પામી ગયાં છે; તેનું અનંત એવું ઉત્તમ વીર્ય છે; તેનું તેજ[3] પણ અધિક છે; તે ઇંદ્રિય (વ્યાપાર) રહિત બની, જાતે જ જ્ઞાન અને સુખરૂપ બન્યો છે. તેને હવે દેહગત સુખ યા દુઃખ નથી. કારણ કે, તેને અતીંદ્રિયત્વ[4] પ્રાપ્ત થયું છે. [પ્ર.૧,૧૯-૨૦]

સર્વજ્ઞતા — જાતે જ્ઞાનસ્વરૂપ બનેલા તેને સર્વ દ્રવ્યો અને તેમનાં પરિણામો પ્રત્યક્ષ[5]

---

૧. 'મુક્ત થવાને લાયક.'

૨. આગળ પા. ૮૦ ઉપર નોંધમાં ગણાવેલાં આઠ કર્મોમાંથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અને અંતરાય એ ચાર કર્મો ઘાતિકર્મ કહેવાય છે, કારણકે તે આત્માના જ્ઞાનાદિ ગુણોનો સીધો ઘાત કરે છે; બાકીનાં ચાર અઘાતી છે.

૩. 'જ્ઞાન અને દર્શનરૂપી તેજ'. — ટીકા.

૪. 'ઇંદ્રિયાદિ વડે હવે તેની જ્ઞાનાદિ ક્રિયાઓ નથી થતી.'— ટીકા.

૫. જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાય સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે, તે પ્રત્યક્ષ; અને જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતાથી ઉત્પન્ન થાય છે, તે પરોક્ષ.

બની ગયાં છે; તેને હવે તે બધાંનું જ્ઞાન અવગ્રહાદિ ક્રિયાઓપૂર્વક[1] ક્રમે ક્રમે નથી થતું. તેને કશું પરોક્ષ નથી; કારણ કે, તે જાતે જ જ્ઞાનરૂપ બનેલો છે; તે ઇંદ્રિયાતીત (ઇંદ્રિયનિરપેક્ષ) હોઈ, તેને ઇંદ્રિયોની મર્યાદા નથી; તે બધી બાજુએ બધી ઇંદ્રિયોના ગુણોથી સમૃદ્ધ બનેલો છે. ઇંદ્રિયોની સહાયતા વિના કેવળ આત્મા વડે આકાશાદિ અમૂર્ત દ્રવ્યોનું કે મૂર્ત દ્રવ્યોમાં પણ અતીન્દ્રિય એવા પરમાણુ વગેરે પદાર્થોનું યા તો ક્ષેત્રકાળ વગેરેથી ઢંકાયેલી વસ્તુઓનું, તથા પોતાનું કે અન્ય દ્રવ્યનું એમ બધાંનું જે જ્ઞાન થાય છે, તે અમૂર્ત અને અતીન્દ્રિય હોઈ પ્રત્યક્ષ છે. જ્યારે આત્મા અનાદિ બંધવશાત્ મૂર્ત (શરીરી) બને છે,

---

૧. ઇંદ્રિય અને મનથી જે જ્ઞાન થાય છે, તેના ચાર ક્રમિક ભેદો હોય છે: જેમકે, ગાઢ અંધકારમાં કાંઈક સ્પર્શ થતાં 'આ કંઈક છે' એવું પ્રથમ જ્ઞાન થાય છે. તે અવ્યક્ત જ્ઞાન 'અવગ્રહ' કહેવાય છે. ત્યાર બાદ તેનો વિશેષ રૂપે નિશ્ચય કરવા જે વિચારણા થાય છે, તે 'ઈહા'. જેમકે, 'આ દોરડાનો સ્પર્શ છે કે સાપનો? — એવો સંશય થતાં વિચારણા થાય છે કે આ દોરડાનો સ્પર્શ હોવો જોઈએ; સાપ હોય તો ફૂંફાડો માર્યા વિના ન રહે.' ઈહાદ્વારા ગ્રહણ કરેલા વિશેષનો કંઈક અધિક એકાગ્રતાથી જે નિશ્ચય થાય છે, તે 'અવાય'. અવાયરૂપ નિશ્ચય કેટલાક સમય સુધી કાયમ રહે છે, પણ પછી મન બીજા વિષયોમાં ચાલ્યું જતાં તે નિશ્ચય લુપ્ત થઈ જાય છે, છતાં તે એવો સંસ્કાર મૂકતો જાય છે કે જેથી આગળ કોઈ નિમિત્ત મળતાં એ નિશ્ચિત વિષયનું સ્મરણ થઈ આવે છે. આ નિશ્ચયની સતત ધારા, તજ્જન્ય સંસ્કાર અને સંસ્કારજન્ય સ્મરણ એ બધા વ્યાપારો 'ધારણા' કહેવાય છે.

ત્યારે જ તે પોતાનાથી જાણવા યોગ્ય મૂર્ત પદાર્થોને અવગ્રહ, ઈહા વગેરે ક્રમથી જાણે છે અથવા નથી જાણતો. [પ્ર.૧,૫૩-૮]

સર્વગતતા આત્મા જ્ઞાન જેટલો હોવાથી અને જ્ઞાન જ્ઞેય જેટલું હોવાથી, તથા જ્ઞેય લોક અને અલોક એમ સર્વ હોવાથી, જ્ઞાનરૂપ આત્મા સર્વગત કહેવાય છે. જો આત્મા જ્ઞાન જેટલો ન હોય, તો કાં તો તેનાથી અધિક હોય કે ઓછો હોય. જો ઓછો હોય, તો આત્માની બહારનું જ્ઞાન અચેતન હોઈ, કેમ કરીને જાણી શકશે? અને આત્મા જો જ્ઞાનથી અધિક હોય, તો જ્ઞાન વિના કેમ કરીને જાણી શકશે? માટે, જ્ઞાનમય હોવાથી કેવલજ્ઞાની જિનવર સર્વગત છે એમ કહેવું જોઈએ. જગતના તમામ પદાર્થો તેના વિષયરૂપ હોવાથી તદ્દગત છે. જ્ઞાન આત્મા જ છે; કારણ કે આત્મા વિના જ્ઞાન ક્યાં રહી શકે? માટે જ્ઞાન•આત્મા છે; અને આત્મા જ્ઞાન છે; અથવા અન્ય (સુખાદિ) પણ છે. [પ્ર.૧,૨૧-૭]

આત્મા જ્ઞાનસ્વભાવી છે; અને પદાર્થો તેના જ્ઞેય છે. પરંતુ ચક્ષુ અને રૂપ જેમ અન્યોન્યમાં પ્રવેશ કરતાં નથી, તેમ જ્ઞાન અને જ્ઞેય અન્યોન્યમાં પ્રવેશ કરતાં નથી. ચક્ષુ જેમ રૂપોમાં પ્રવેશ કરતું નથી, તેમ જ્ઞાની જ્ઞેયોમાં પ્રવિષ્ટ થતો નથી, કે તેઓ વડે આવિષ્ટ થતો નથી. છતાં અશેષ જગતને તે ચોક્કસ જાણે છે અને જુએ છે. લોકમાં જેમ દૂધમાં ડૂબાવેલું ઇંદ્રનીલ રત્ન પોતાના પ્રકાશથી દૂધને વ્યાપી દે છે, તેમ જ્ઞાન અર્થોને વ્યાપી દે છે. જો અર્થો જ્ઞાનમાં

ન હોય, તો જ્ઞાન સર્વગત ન બને; પરંતુ જો જ્ઞાન સર્વગત હોય, તો અર્થો જ્ઞાનમાં સ્થિત નથી એમ કેમ કહેવાય? કેવલી ભગવાન જ્ઞેય પદાર્થોને નથી સ્વીકારતો, નથી ત્યાગતો કે નથી તેમનારૂપે પરિણમતો; છતાં બધું નિરવશેષ ચારે તરફથી જાણે છે. [પ્ર.૧,૨૮,૩૨]

જ્ઞાયકતા જે જાણે છે, તે જ જ્ઞાનરૂપ છે; જ્ઞાન વડે આત્મા જ્ઞાયક થતો નથી. માટે આત્મા જ જ્ઞાન છે. આત્મા જ્ઞાનરૂપે પરિણમે છે અને બધા પદાર્થો તે જ્ઞાનમાં સ્થિત થાય છે. જ્ઞેય દ્રવ્ય અતીત, અનાગત અને વર્તમાન એમ ત્રણ પ્રકારનું છે. અને એમાં આત્મા તેમજ બીજાં પાંચ દ્રવ્યોનો સમાવેશ થાય છે.[1] તે બધાં દ્રવ્યોના વિદ્યમાન તથા અવિદ્યમાન બધા પર્યાયો પોતપોતાના વિશેષો સહિત વર્તમાનકાલિકની પેઠે કેવલજ્ઞાનમાં વર્તે છે. જે પર્યાયો હજુ ઉત્પન્ન નથી થયા અને જે ઉત્પન્ન થઈને નષ્ટ થઈ ગયા છે, તે બધા અવિદ્યમાન છે; છતાં કેવળજ્ઞાનને તે બધા પ્રત્યક્ષ છે. જો અતીત કે અનાગત પર્યાયો કેવળજ્ઞાનને પ્રત્યક્ષ ન થતા હોય, તો તેને દિવ્ય કોણ કહે? જેઓ ઇંદ્રિયગોચર પદાર્થોને અવગ્રહ, ઈહા વગેરે ક્રમપૂર્વક[2] જાણે છે, તેઓને પરોક્ષ વસ્તુ જાણવી

---

૧. જેમ દીવો બીજાં પદાર્થોને તેમજ પોતાને પણ પ્રકાશિત કરે છે, તેમ આત્મા પોતાને તેમજ પરને બંનેને જાણે છે. તેથી તેનો પણ જ્ઞેયમાં સમાવેશ થાય છે.

૨. જુઓ પા. ૭૨, નોં. ૧.

અશક્ય હોય. પરંતુ અતીન્દ્રિય જ્ઞાન તો પ્રદેશયુક્ત કે પ્રદેશરહિત, મૂર્ત કે અમૂર્ત, અતીત કે અનાગત પર્યાયોને જાણે છે. વળી, જે ત્રિભુવનસ્થ ત્રૈકાલિક પદાર્થોને એકી સાથે ન જાણી શકે, તે બધાં પરિણામો સહિત એક દ્રવ્યને પણ ન જાણી શકે; અને જે અનંત પર્યાયોયુક્ત એક દ્રવ્યને પણ ન જાણી શકે, તે અનંત દ્રવ્યોને પણ એકી સાથે શા રીતે જાણી શકે? જો જ્ઞાનીનું જ્ઞાન જુદા જુદા અર્થોને અવલંબીને ક્રમપૂર્વક ઉત્પન્ન થાય, તો તેનું તે જ્ઞાન નિત્ય પણ ન કહી શકાય; ક્ષાયિક[1] પણ ન કહી શકાય, કે સર્વગત પણ ન કહી શકાય. એક સમયે ત્રિકાલવિષયક સર્વત્ર રહેલા સર્વ પદાર્થોને જાણનાર એ જ્ઞાનનું માહાત્મ્ય તો જુઓ! [પ્ર.૧,૪૭-૫૧]

બંધરહિતતા

કેવલજ્ઞાની તે બધા પદાર્થો જાણે છે, છતાં તેમને કારણે રાગાદિ પરિણામ પામતો નથી, તેમને ગ્રહણ કરતો નથી, કે તે-રૂપ બનતો નથી; તેથી તેને કશું બંધન નથી થતું. કર્મો તો પોતાનું ફળ અવશ્ય આપવાનાં જ. પરંતુ તે ફળોમાં જે મોહિત થાય છે કે રાગદ્વેષ કરે છે, તે બંધન પામે છે. જેમ સ્ત્રીઓમાં માયાચાર અવશ્ય હોય છે, તેમ તે અરહંતોને કર્મના ઉદયકાળમાં સ્થાન, આસન, વિહાર, ધર્મોપદેશ વગેરે અવશ્ય હોય છે. પરંતુ તેમની તે બધી ક્રિયાઓ કર્મના પરિણામરૂપ (ઔદયિકી) હોય છે. તે મોહાદિ વિનાની

---

૧. આવરણોનો ક્ષય થવાથી પ્રગટ થયેલું સ્વાભાવિક કેવલજ્ઞાન.

હોવાથી તેનાથી જૂનાં કર્મનો માત્ર ક્ષય થાય છે, નવું બંધન થતું નથી. [પ્ર.૧,પર,૪૨-૬]

પારમાર્થિક સુખરૂપતા

જ્ઞાનની પેઠે સુખ પણ બે પ્રકારનું છે: અતીન્દ્રિય અમૂર્ત, અને ઐન્દ્રિય મૂર્ત. ઇંદ્રિયાદિની સહાય વિના સ્વયં ઉત્પન્ન થયેલું, સંપૂર્ણ, અનંત અર્થોને વ્યાપેલું, વિમલ તથા અવગ્રહાદિ ક્રમથી રહિત જે જ્ઞાન છે, તે જ ઐકાંતિક સુખ છે. જે કેવલજ્ઞાન છે, તે જ સાચું સુખ પણ છે. કેવલજ્ઞાનીનાં બધાં ઘાતિકર્મો ક્ષય પામ્યાં હોવાથી તેને કશો ખેદ હોતો નથી. સ્વાભાવિક જ્ઞાન–દર્શનનો ઘાત કરનારું તેનું બધું અનિષ્ટ નાશ પામી ગયું, અને પદાર્થોનો પાર પામેલું જ્ઞાન અને લોક તથા અલોકમાં વિસ્તાર પામતું દર્શન એ ઇષ્ટ વસ્તુ તેને પ્રાપ્ત થઈ. તેનું સુખ સર્વ સુખોમાં પરમ છે એમ જે માને છે, તે જ ભવ્ય (મોક્ષનો અધિકારી) છે; જે નથી માનતો, તે અભવ્ય છે. [પ્ર.૧,૫૯-૬૨]

મનુષ્યો, અસુરો અને દેવોના અધિપો સાહજિક ઇંદ્રિયોથી પીડિત થઈ, તે દુઃખ સહન ન થવાથી રમ્ય વિષયોમાં રમે છે. જેમને વિષયોમાં રતિ છે, તેમને દુઃખ સ્વાભાવિક છે એમ જાણો. નહીં તો, વિષયો માટે તેમની પ્રવૃત્તિ જ ન સંભવે. ત્યાં પણ, સ્વભાવથી જુદી જુદી ઇંદ્રિયોથી ભોગ્ય ઇષ્ટ વિષયોને પામીને સુખરૂપે પરિણમતો આત્મા પોતે જ સુખનું કારણ છે; દેહ નથી. એ તો નક્કી જાણવું કે, દેહ આ લોકમાં કે સ્વર્ગમાં જીવને કશું સુખ આપતો નથી. જીવ પોતે જ જુદા જુદા વિષયોને

વશ થઈ, જાતે સુખ કે દુઃખરૂપે પરિણમે છે. એ પ્રમાણે જે આત્મા પોતે જ સુખરૂપ હોય, તો પછી વિષયોનું શું કામ છે? જેને અંધકારનો નાશ કરનારી દૃષ્ટિ જ પ્રાપ્ત થઈ હોય, તેને દીવાનું શું પ્રયોજન? જે પ્રમાણે આકાશમાં આદિત્ય દેવ પોતે જ તેજરૂપ તથા ગરમીરૂપ છે, તે પ્રમાણે મુક્ત આત્મા (સિદ્ધ દેવ) પોતે જ્ઞાન તથા સુખરૂપ છે. [પ્ર.૧,૬૩-૮]

કર્મરૂપી મલિનતાથી રહિત બનેલો, સર્વ દર્શન તથા જ્ઞાનયુક્ત બનેલો તે જીવ આયુષ્ય પૂરું થયે લોકની ટોચે (અવિલા સિદ્ધ ક્ષેત્રમાં) જઈ પહોંચી ઇંદ્રિયાતીત, અનંત, બાધારહિત, અને આત્મિક સુખ પામે છે. [પં.૨૮] પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એમ ચાર પ્રકારના બંધોથી[1] સર્વશઃ મુક્ત થયેલો જીવ ઊર્ધ્વ જાય છે; બીજા બધા પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર અને નીચે એમ છ દિશાઓમાં જાય છે. [પં.૭૧-૩]

---

૧. જીવમાં કર્મપરમાણુઓ બંધાય છે તે વખતે જ તેમાં ચાર અંશોનું નિર્માણ થાય છે: (૧) જ્ઞાનને આવૃત્ત કરવાનો, દર્શન અટકાવવાનો કે સુખદુઃખ અનુભવાવવાનો વગેરે સ્વભાવ. તેને 'પ્રકૃતિબંધ' કહે છે. (૨) તે સ્વભાવથી અમુક વખત સુધી ચ્યુત ન થવાની કાલમર્યાદા. તેને 'સ્થિતિબંધ' કહે છે. (૩) સ્વભાવનું નિર્માણ થવા સાથે જ તેમાં તીવ્રતા મંદતા આદિપણે ફલાનુભવ કરાવનારી વિશેષતાઓ બંધાય છે. તેને 'અનુભાવબંધ' કહે છે. (૪) સ્વભાવ દીઠ તે પરમાણુઓ અમુક અમુક પરિમાણમાં વહેંચાઈ જાય છે. તે પરિમાણવિભાગને 'પ્રદેશબંધ' કહે છે.

# ૫

# માર્ગ

## ૧

જ્ઞાન, દર્શન, ચારિત્ર

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ – એ નવ પદાર્થોનું જ્ઞાન મુમુક્ષુને આવશ્યક છે. જ્ઞાનીઓએ તે નવ પદાર્થોનું સ્વરૂપ જે રીતે કહી બતાવ્યું છે, તેના ઉપર શ્રદ્ધા અથવા રુચિ — એનું નામ સમ્યક્ત્વ અથવા સમ્યગ્દર્શન. તે નવ પદાર્થોની યથાર્થ સમજ — તેનું નામ જ્ઞાન; અને તેને કારણે વિષયોમાં લંપટતાથી રહિત બની, સમભાવયુક્ત વર્તન — તેનું નામ ચારિત્ર. શ્રદ્ધા અને જ્ઞાનયુક્ત એવું રાગદ્વેષ વિનાનું ચારિત્ર, એ જ મોક્ષનો માર્ગ છે. જેઓ મોક્ષના અધિકારી છે, એવા વિવેકબુદ્ધિવાળા પુરુષો તે માર્ગ પામે છે. [પં.૧૦૬-૮]

આસ્રવ અને સંવર — આસ્રવ એટલે દ્વાર; જે જે પાપ-ક્રિયાઓથી આત્માને કર્મબંધન થાય છે તે 'આસ્રવ' એટલે કે કર્મબંધનનું દ્વાર કહેવાય છે. સંયમમાર્ગમાં પ્રવર્તી, ઇંદ્રિય, કષાય[1] અને સંજ્ઞાનો[2] નિગ્રહ કરવામાં આવે, તો જ આત્મામાં પાપ દાખલ થવાનું દ્વાર બંધ થાય એટલે કે 'સંવર' પ્રાપ્ત થાય. જેને સર્વ દ્રવ્યોમાં રાગદ્વેષ કે મોહ નથી, તથા જેને સુખદુઃખ સમાન છે, એવા ભિક્ષુને શુભ કે અશુભ કર્મ બંધાતું નથી. જે વિરત મનુષ્યને મન-વાણી-કાયાની પ્રવૃત્તિમાં પાપભાવ કે પુણ્યભાવ નથી હોતો, તેને સદા 'સંવર' છે. તેને શુભાશુભ કર્મ નથી બંધાતું [પં.૧૪૦-૩]

નિર્જરા — આ પ્રમાણે સંયમ આચરવાથી નવાં આવતાં કર્મ બંધ થાય છે; પરંતુ પહેલાંનાં બંધાયેલાં કર્મો જ્યાં સુધી ખંખેરી નાખ્યાં નથી, ત્યાં સુધી આત્મા શુભાશુભ ભાવો પામ્યા જ કરવાનો; અને નવાં કર્મ બંધાતાં જવાનાં. તે બંધાયેલાં કર્મો ખંખેરી નાખવાં તેનું નામ નિર્જરા. જે માણસ સંયમ વડે નવાં કર્મો આવતાં અટકાવી, ધ્યાનયોગથી યુક્ત બની, બહુવિધ તપો આચરે છે, તે અવશ્ય પોતાનાં અનેક કર્મો ખંખેરી નાખે છે. જે આત્માર્થી સંયમયુક્ત બની, જ્ઞાનસ્વરૂપ

---

૧. ક્રોધ, લોભ, માન અને માયા એ ચાર વૃત્તિઓ જીવના શુદ્ધ સ્વરૂપને મલિન કરતી હોવાથી કષાય કહેવાય છે.

૨. આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન એ ચારને સંજ્ઞાઓ કહેવામાં આવે છે.

આત્માને જાણી, તેનું સદૈવ ધ્યાન કરે છે, તે પુરુષ કર્મરજ ખંખેરી નાખે છે. જેને રાગ, દ્વેષ, મોહ કે મન-વાણી-કાયાની પ્રવૃત્તિ નથી, તેને જ શુભાશુભ કર્મ બાળી નાખનારો ધ્યાનમય અગ્નિ પ્રાપ્ત થાય છે. યોગ એટલે કે પ્રવૃત્તિને કારણે કર્મરજ બંધાય છે; યોગ મન-વાણી-કાયાની ક્રિયાથી થાય છે; બંધ આત્માના અશુદ્ધ ભાવોને કારણે થાય છે; અને ભાવો પ્રિય અપ્રિય પદાર્થોમાં રતિ, રાગ અને મોહયુક્ત હોય છે. આઠ પ્રકારનાં[1] કર્મ બંધાવાનું કારણ મિથ્યાત્વ, અસંયમ, કષાય અને યોગ છે. તેમનું પણ કારણ રાગાદિભાવ છે. એ રાગાદિ ભાવ જેને નથી, તે બંધાતો જ નથી. રાગાદિ કારણોના અભાવથી જ્ઞાનીને પાપકારક પ્રવૃત્તિઓ ન હોવાથી કર્મ બંધાતું અટકે છે. કર્મના અભાવથી જીવ સર્વજ્ઞ અને સર્વલોકદર્શી થાય છે; તથા ઇંદ્રિયરહિત, અવ્યાબાધ અને અનંત સુખ પામે છે. શ્રદ્ધા અને જ્ઞાનથી પરિપૂર્ણ તથા અન્ય દ્રવ્યના સંબંધથી રહિત એવું ધ્યાન શુદ્ધસ્વભાવી સાધુને કર્મક્ષયનો હેતુ થાય છે. [પં.૧૪૪-૫૨]

જે સંયમયુક્ત છે, તથા જે સર્વ કર્મોનો ક્ષય કરતો પ્રવર્તે છે, તેનાં વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્યકર્મ પૂરાં

---

૧. જ્ઞાનને આવરનારાં; દર્શનને આવરનારાં; સુખદુઃખરૂપ અનુભવ કરાવનારાં; દર્શન અને ચારિત્રને મૂઢ કરનારાં; આયુષ નક્કી કરનારાં; ગતિ આકૃતિ વગેરે નક્કી કરનારાં (નામકર્મ); ગોત્ર નક્કી કરનારાં; અને ભોગ, વીર્ય આદિમાં અંતરાય કરનારાં – એમ કર્મના આઠ પ્રકાર છે.

થતાં, તે આ સંસારને છોડી દે છે. તેનું નામ મોક્ષ. [પં.૧૫૩]

ચારિત્ર ચૈતન્યસ્વભાવથી અભિન્ન એવાં અપ્રતિહત જ્ઞાન અને અપ્રતિહત દર્શન એ જીવનો સ્વભાવ છે. તેમનું (રાગાદિના અભાવથી) નિશ્ચિત — સ્થિર — અસ્તિત્વ એનું નામ જ નિર્મલ ચારિત્ર છે. જે જીવ વાસ્તવિક પોતાના સ્વભાવમાં નિશ્ચલ છે, તે સ્વસમયી[1] છે; પરંતુ (અનાદિ મોહને કારણે) જે જીવ અનેક (મતિજ્ઞાનાદિ) ગુણ અને (નર, નારકાદિ) પર્યાયો યુક્ત બને છે, તે પરસમયી છે. જે જીવ સ્વ-સ્વભાવનું જ આચરણ કરે છે, તે કર્મબંધમાંથી મુક્ત થાય છે. જે જીવ રાગપૂર્વક પરદ્રવ્યમાં શુભાશુભ ભાવ કરે છે, તે સ્વચરિત્રમાંથી ભ્રષ્ટ થઈ, પરચરિત્રી બને છે. સર્વસંગમુક્ત, અને અનન્યમના એવો જે જીવ પોતાનો શુદ્ધ સ્વભાવ નિશ્ચયપૂર્વક જાણે છે તથા જુએ છે, તે સ્વચરિત્ર આચરે છે. જે જીવ પરદ્રવ્યમાં ઉપાદેયબુદ્ધિ વિનાનો છે, તથા જે દર્શન અને જ્ઞાનથી અભિન્ન આત્માને જ આચરે છે, તે સ્વચરિત્ર આચરે છે. ધર્માદિ પદાર્થોમાં શ્રદ્ધા, એ સમ્યક્ત્વ. અથવા દર્શન; અંગ અને પૂર્વગ્રંથોમાં જણાવેલું તે જ્ઞાન; અને તપાચરણ એ ચારિત્ર — એવો વ્યાવહારિક મોક્ષમાર્ગ છે. પરંતુ ઉપરનાં ત્રણથી સમાહિત થયેલો આત્મા જ્યારે

૧. સમય એટલે સિદ્ધાંત, શાસ્ત્ર. સ્વસમયી એટલે પોતાના ધર્મનો, — જૈન. જે સમભાવ – સ્વભાવ – પ્રાપ્ત કરે તે જ જૈન, એવું કહેવાનો આશય છે.

સ્વ-સ્વભાવથી અન્ય કાંઈ આચરતો નથી, અને (સ્વભાવ) છોડતો નથી, ત્યારે તે પારમાર્થિક દૃષ્ટિએ મોક્ષમાર્ગી છે એમ કહેવાય. જે પુરુષ અનન્યમય આત્માને આત્મા વડે જાણે છે તથા જુએ છે, તે નિશ્ચયપૂર્વક જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બને છે. મુક્ત જીવ સર્વ વસ્તુઓને જાણે છે, તથા જુએ છે, તેથી તે અનંત સુખ પણ અનુભવે છે. અનંત જ્ઞાન અને અનંત સુખ એક જ છે, એવું ભવ્ય[1] જીવ જાણે છે; અભવ્ય જીવ તેવું નથી માનતો. સાધુઓ કહે છે કે, દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ મોક્ષમાર્ગ છે, માટે તેમને સેવવાં. પરંતુ, તે ત્રણથી તો બંધ પણ થાય અને મોક્ષ પણ થાય. કેટલાક સરાગી જ્ઞાની જીવ એમ માને છે કે, અર્હંતાદિની ભક્તિથી દુઃખમોક્ષ થાય છે; પરંતુ તેનાથી તો જીવ પરસમય-રત થાય છે. કારણ કે, અર્હંત, સિદ્ધ, ચૈત્ય, શાસ્ત્ર, સાધુસમૂહ અને જ્ઞાન એ બધાંની ભક્તિથી પુરુષ પુણ્યકર્મ બાંધે છે; પણ કર્મક્ષય નથી કરતો. જેના હૃદયમાં અણુમાત્ર પણ પરદ્રવ્યમાં રાગ છે, તે પોતાના શુદ્ધ સ્વરૂપને નથી જાણતો; ભલેને તે સર્વ શાસ્ત્રો ભણેલો હોય. આત્મ-ધ્યાન વિના ચિત્તભ્રમણનો રોધ થવો શક્ય નથી; અને જેણે ચિત્તભ્રમણ અટકાવ્યું નથી, તેને શુભાશુભ કર્મ બંધાતાં મટવાં શક્ય નથી. માટે નિર્વૃત્તિ (મોક્ષ)ના અભિલાષીએ નિઃસંગ અને નિર્મળ

---

૧. ભવ્ય એટલે કે જે ભવિષ્યમાં મુક્તિ પામી શકે તેવી યોગ્યતાવાળો છે. જે તેવી યોગ્યતા વિનાનો છે તે અભવ્ય કહેવાય.

થઈને (સ્વરૂપ)સિદ્ધ આત્માનું ધ્યાન કરવું; તો જ તેને નિર્વાણ પ્રાપ્ત થશે; બાકી, જૈન સિદ્ધાંત કે તીર્થંકરમાં શ્રદ્ધા–બુદ્ધિવાળા, સૂત્ર ઉપર રુચિવાળા તથા સંયમ–તપથી યુક્ત મનુષ્યને પણ નિર્વાણ દૂર જ છે. મોક્ષની કામનાવાળાએ ક્યાંય કિંચિત્ માત્ર રાગ ન કરવો. તેવો ભવ્ય જીવ આ ભવસાગરને તરી જાય છે. [પં.૧૫૪-૭૩]

૨

સંન્યાસ આ બધું જાણી, જો તારે દુઃખમાંથી છુટકારો જોઈતો હોય, તો સિદ્ધોને, જિનેશ્વરોને અને શ્રમણોને પુનઃ પુનઃ નમસ્કાર કરી, શ્રમણપણું સ્વીકાર. તેનો વિધિ આ પ્રમાણે છે: વડીલો, સ્ત્રી, અને પુત્રે રાજીખુશીથી છૂટો કરેલો તે મુમુક્ષુ બંધુવર્ગની રજા લઈ, આચાર્ય પાસે જાય, તે આચાર્ય જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય — એ પાંચ આચારવાળો હોય, ગણનો અધિપતિ હોય, ગુણાઢ્ય હોય, વિશિષ્ટ કુલ, રૂપ અને વયયુક્ત હોય, તથા બીજા શ્રમણોને ઇષ્ટ હોય. તેની પાસે જઈ, તેને નમસ્કાર કરી, 'મારો સ્વીકાર કરો' એમ કહેવું. પછી, તે કૃપા કરે એટલે જૈન સાધુનો આ પ્રમાણે વેશ ધારણ કરવો: પ્રથમ તો, 'હું બીજાનો નથી, બીજા મારા નથી, અહીં મારું કાંઈ નથી' એવો નિશ્ચય કરી, જિતેન્દ્રિય થઈ; જન્મતી વખતે જેવું રૂપ હતું તેવા બનવું (અર્થાત્ વસ્ત્રાદિનો સર્વથા ત્યાગ કરવો); કેશ, દાઢી વગેરે ઉપાડી નાખવાં; પરિગ્રહ વિનાના શુદ્ધ બનવું; હિંસાદિરહિત બનવું; શરીરના સંસ્કાર છોડી દેવા;

આસક્તિપૂર્વક પ્રવૃત્તિ ન કરવી; અને શુભાશુભ ભાવોનો ત્યાગ કરી, શુદ્ધ ભાવયુક્ત તથા નિર્વિકલ્પ સમાધિરૂપ 'યોગ'યુક્ત બનવું. જૈનસાધુનો પરની અપેક્ષા વિનાનો આ વેશ પુનર્ભવનો વિનાશ કરનાર છે. આમ, પરમગુરુ પાસે જૈનસાધુની દીક્ષા લઈ, તેને નમસ્કાર કરી, તેની પાસે વ્રતસહિત આચાર સાંભળી, તેમાં પ્રયત્નશીલ થનારો સાચો શ્રમણ થયો કહેવાય. શ્રમણ થયા છતાં, જે મુનિ જિને કહેલા પદાર્થો ઉપર શ્રદ્ધા નથી કરતો, તે સાચો શ્રમણ નથી; અને તે આત્માનું શુદ્ધ સ્વરૂપ પણ પ્રાપ્ત કરી શકવાનો નથી. જેની મોહદૃષ્ટિ નાશ પામી છે, જે શાસ્ત્રકુશળ છે, જે વિરાગચરિત્રમાં ઉદ્યમવંત છે, તે મહાત્મા 'ધર્મ' એટલે કે શુદ્ધ આત્મારૂપ બને છે. [પ્ર.૧,૯૧-૨; પ્ર.૩,૧-૭]

મૂળ ગુણો — પાંચ મહાવ્રત, પાંચ સમિતિ,[1] પાંચ ઇંદ્રિયોનો નિરોધ, કેશ ટૂંપાવવા, ૭ આવશ્યક ક્રિયાઓ[2], વસ્ત્રરહિતતા, અસ્નાન, ભૂમિશય્યા,

---

૧. ચાલવા–બેસવામાં, વસ્તુઓ લેવા–મૂકવામાં વગેરેમાં જીવજંતુની હિંસા ન થાય તે માટે જોઈ–તપાસીને પ્રવૃત્તિ કરવાના પાંચ નિયમો 'સમિતિ' કહેવાય છે. વધુ વિગત માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૩૯ ઇ૦.

૨. તે ૭ આ પ્રમાણે: (૧) સામાયિક — એટલે કે દુશ્ચિંતનનો ત્યાગ કરી, ધાર્મિક બાબતોના ચિંતનપૂર્વક સમભાવમાં ચિત્તને સ્થાપિત કરવું તે. (૨) ચતુર્વિંશતિસ્તવ — એટલે કે ૨૪ તીર્થંકરોનું નામપૂર્વક ગુણકીર્તન. (૩) વંદન — એટલે કે

દાતણ ન કરવું, ઊભા ઊભા જમવું અને એક વાર જમવું એ ૨૮ને જિનવરે શ્રમણના 'મૂળ ગુણો' કહ્યા છે. તેમાં પ્રમાદ કરનાર શ્રમણનું શ્રમણપણું રદ થાય છે, અને તેને ફરી નવેસર દીક્ષા લેવી પડે છે.[1] દીક્ષા આપનાર ગુરુ 'પ્રવ્રજ્યાદાયક' કહેવાય છે; અને સંયમનો એકદેશીય કે સર્વદેશીય છેદ કરી ફરી તેમાં સ્થાપન કરનાર ગુરુ 'નિર્યાપક' કહેવાય છે. પોતે સાવધાન રહીને પ્રવૃત્તિ કરી હોય, છતાં કોઈ શ્રમણના સંયમનો છેદ થઈ જાય, તો આલોચના કરી, ફરી પ્રવૃત્તિ શરૂ કરવી એટલું બસ છે. પરંતુ, જાણતાં જ સંયમનો ભંગ કર્યો હોય, તો જૈનમાર્ગની વ્યવહારક્રિયામાં ચતુર એવા શ્રમણ પાસે જઈ, પોતાનો દોષ તેની આગળ પ્રકાશિત કરી, તે જેમ બતાવે તેમ કરવું. શ્રમણે ગુરુની સોબતમાં કે અન્ય સ્થાને પોતાના શ્રમણપણાનો ભંગ થવા દીધા વિના, તથા પરદ્રવ્યમાં ઇષ્ટ અનિષ્ટ સંબંધો ત્યાગીને વિહરવું. જે શ્રમણ હંમેશાં દર્શનપૂર્વક, જ્ઞાનને અધીન રહીને આચરણ કરે છે; અનંત ગુણ સહિત જ્ઞાનસ્વરૂપ આત્મામાં

---

વંદનાયોગ્ય ધર્માચાર્યોને વિધિસર નમન; તથા કરેલા દોષોની કબૂલાત અને ક્ષમાપ્રાર્થના. (૪) પ્રતિક્રમણ — એટલે કે શુભ આચારમાંથી અશુભ આચારમા પ્રવૃત્તિ કરી હોય ત્યાંથી શુભમાં વિધિપૂર્વક પાછા આવવું તે. (૫) કાયોત્સર્ગ — એટલે કે સ્થાન, મૌન, અને ધ્યાન તથા શ્વાસોચ્છ્વાસાદિ બાદ કરતાં શરીરની અન્ય તમામ પ્રવૃત્તિઓના ત્યાગરૂપી તપ. (૬) પ્રત્યાખ્યાન — એટલે કે પ્રવૃત્તિની મર્યાદા નક્કી કરવી — કાંઈ પણ હિંસાદિનિવૃત્તિ જેવો નિયમ લેવો તે.

૧. મૂળમાં, 'તે છેદોપસ્થાપક થાય છે.'

નિત્ય લીન રહે છે; તથા મૂળ ગુણોમાં પ્રયત્નશીલ રહે છે, તેનું શ્રમણપણું પરિપૂર્ણ કહેવાય છે. માટે, ભોજન કે ઉપવાસ, નિવાસસ્થાન કે મુસાફરી, દેહમાત્ર પરિગ્રહ કે પરિચિત મુનિ — એ કશામાં કે વિકથા વગેરેમાં પ્રયત્નશીલ મુનિએ લીન ન થવું. [પ્ર.૩,૮-૧૫]

અહિંસા સૂવા, બેસવા અને ચાલવા વગેરેમાં મુનિની સાવધાનતા વિનાની જે પ્રવૃત્તિ છે, તે જ તેની હંમેશ નિરંતર ચાલતી હિંસા છે. કારણકે, 'બીજો જીવ મરો કે જીવો' એમ બેદરકારીથી વર્તનારને હિંસાનું પાપ ચોક્કસ લાગે છે. પરંતુ, જે મુનિ સમિતિયુક્ત છે, તથા યત્નશીલ છે, તેને હિંસામાત્રથી બંધ થતો નથી. સાવધાનતાથી ન વર્તનારો શ્રમણ છયે જીવકાયોનો વધ કરનારો ગણાય છે; પરંતુ, હંમેશાં પ્રયત્નપૂર્વક વર્તનારો જળમાં કમળની પેઠે નિર્લેપ રહે છે. [પ્ર.૩,૧૬-૮]

અપરિગ્રહ મુનિની કાયચેષ્ટાથી જીવ મરતાં, ઉપર જણાવ્યા પ્રમાણે બંધ થાય છે કે નથી પણ થતો; પરંતુ પરિગ્રહથી તો બંધ અવશ્ય થાય છે; તેથી શ્રમણો સર્વનો ત્યાગ કરે છે. જ્યાં સુધી મુનિ સર્વસ્વનો નિરપેક્ષ ત્યાગ ન કરે, ત્યાં સુધી તેની ચિત્તશુદ્ધિ થઈ શકતી નથી; અને જ્યાં સુધી ચિત્ત અશુદ્ધ છે, ત્યાં સુધી કર્મક્ષય કેમ કરીને થાય? પરિગ્રહ કરનારમાં આસક્તિ, આરંભ કે અસંયમ હોવાનાં જ. અને પરદ્રવ્યમાં જ્યાં સુધી રતિ છે,

ત્યાં સુધી મનુષ્ય કેમ કરીને આત્માનું પ્રસાધન કરવાનો ? કાળ અને ક્ષેત્ર વરતીને કોઈ શ્રમણ કાંઈ પરિગ્રહ સેવતો હોય, તોપણ તેણે એવી રીતે વર્તવું કે જેથી તેના સંયમનો છેદ ન થાય. તેનો પરિગ્રહ ગમે તેટલો અલ્પ હોય તોપણ તે નિષિદ્ધ તો હરગિજ ન હોવો જોઈએ; અસંયમીઓ જેની ઇચ્છા કરે તેવો ન હોવો જોઈએ; તથા મમતા, આરંભ અને હિંસાદિક ઉત્પન્ન કરનારો ન હોવો જોઈએ. મોક્ષની કામનાવાળાને તો દેહને લગતો જરા સરખો ખ્યાલ પણ થાય, તો પણ તેને માટે તે સંગરૂપ છે; તેથી કરીને જિનેશ્વરોએ (દાતણ, સ્નાન વગેરે) શારીરિક સંસ્કારોનો પણ ત્યાગ ઉપદેશ્યો છે. [પ્ર.૩,૧૯-૨૪]

જૈનમાર્ગમાં મુમુક્ષુને નીચેની સાધનસામગ્રી વિહિત છે : જેવું જન્મ્યું હોય તેવું પોતાનું (નગ્ન) શરીર; ગુરુવચન; વિનય; અને સૂત્રાધ્યયન. જેને આ લોકની અપેક્ષા નથી, કે પરલોકની આસક્તિ નથી, જેના આહારવિહાર પ્રમાણસર છે, તથા જે કષાયરહિત છે, તે જ શ્રમણ કહેવાય. જેનો આત્મા એષણારહિત છે, તેને સદા ઉપવાસરૂપી તપ જ છે. શ્રમણો એ ઉપવાસની જ આકાંક્ષા કરે છે. આકાંક્ષા વિના, ભિક્ષાથી જે કાંઈ તેઓ માગી લાવે છે, તે ખાધા છતાં તેઓ અનાહારી જ છે. શ્રમણને કેવળ દેહનો જ પરિગ્રહ છે; એ દેહમાં પણ તેને મમત્વાદિ નથી; તથા તેને તે પોતાની શક્તિ ચોર્યા વિના તપમાં જ યોજે છે. શ્રમણ એક જ વાર ખાય છે; પેટ ઊણું રાખીને ખાય છે; ભિક્ષા માગતાં જેવું મળે તેવું ખાય છે; દિવસે જ ખાય છે; રસની

અપેક્ષા વિના ખાય છે; અને મદ્યમાંસનો ત્યાગ કરે છે. બાળક હોય, વૃદ્ધ હોય, થાકી ગયો હોય કે રોગગ્રસ્ત થયો હોય, તો તેવી અવસ્થામાં તેણે પોતાના મૂલ ગુણોનો ઉચ્છેદ ન થાય તેવી રીતે, પોતાની શક્તિ કે અવસ્થાને યોગ્ય ચર્યા કરવી. જે શ્રમણ પોતાના આહારવિહારમાં દેશ, કાળ, શ્રમ, શક્તિ અને શરીરની સ્થિતિ જોઈ–વિચારીને વરતે છે, તેને થોડામાં થોડું બંધન પ્રાપ્ત થાય છે. [પ્ર.૩,૨૭-૩૧]

શાસ્ત્રજ્ઞાન જે એકાગ્ર હોય, તે શ્રમણ કહેવાય; અને જેને પદાર્થોનો નિશ્ચય હોય તે જ એકાગ્ર થઈ શકે. પરંતુ અર્થોનો નિશ્ચય આગમથી થઈ શકે છે; માટે આગમજ્ઞાન મેળવવાનો પ્રયત્ન સૌથી અગત્યનો છે. આગમ ભણવા છતાં જો તત્ત્વાર્થમાં શ્રદ્ધા ન હોય, તો મુક્તિ ન મળે. તે જ પ્રમાણે, શ્રદ્ધા હોવા છતાં તે મુજબ સંયમ (આચરણ) ન હોય, તો નિર્વાણપ્રાપ્તિ ન થાય. અજ્ઞાની જે કર્મનો લાખો કે કરોડો ભવે ક્ષય કરી શકે, તે કર્મનો જ્ઞાની એક ઉચ્છ્વાસમાત્રમાં ક્ષય કરી નાખે છે. વળી, જેને દેહાદિમાં અણુમાત્ર આસક્તિ હોય, તે બધાં આગમો ભણ્યો હોય તોપણ સિદ્ધિ મેળવી ન શકે. પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓથી સુરક્ષિત હોય, પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો હોય, કષાયોને જીતનારો હોય, અને દર્શન તથા જ્ઞાનથી પરિપૂર્ણ હોય, તો તે શ્રમણ સંયમી કહેવાય. તેને શત્રુ કે બાંધવવર્ગ, સુખ કે દુઃખ, પ્રશંસા કે નિંદા, ઢેફું કે સોનું તથા જીવિત અને મરણ સમાન હોય છે. દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેમાં જે

એકીસાથે પ્રયત્નશીલ હોય, તે એકાગ્રતા પ્રાપ્ત કરી શકે છે; અને તેનું જ શ્રમણપણું પરિપૂર્ણ કહેવાય છે. બીજું દ્રવ્ય મળતાં જે અજ્ઞાની શ્રમણ મોહ, રાગ કે દ્વેષ પામે છે, તે વિવિધ કર્મોથી બંધાય છે. પરંતુ, જે શ્રમણ અન્ય દ્રવ્યમાં રાગ, દ્વેષ કે મોહ નથી પામતો, તે ચોક્કસ વિવિધ કર્મોનો ક્ષય કરી શકે છે. [પ્ર.૩,૩૨-૪]

સેવા–ભક્તિ જૈન સિદ્ધાંતમાં, શુદ્ધ ભાવવાળા અને શુભ ભાવવાળા એમ બે પ્રકારના શ્રમણો કહ્યા છે. તેમાં જે શુદ્ધ ભાવોવાળા છે, તે જ કર્મબંધનથી રહિત (અનાસ્રવ) છે; બીજા બધા કર્મબંધનમાં જ છે. અર્હતાદિમાં ભક્તિ, તથા શાસ્ત્રજ્ઞ આચાર્યાદિ પ્રત્યે વત્સલતાવાળો શ્રમણ શુભ ભાવોવાળો કહેવાય છે. જ્યાં સુધી પોતાની સરાગ અવસ્થા છે, ત્યાં સુધી સંતપુરુષોને વંદન–નમસ્કાર કરવાં; તેઓ સામા આવે ત્યારે ઊભા થવું; તેમનું અનુસરણ કરવું વગેરે પ્રવૃત્તિનો શ્રમણને નિષેધ નથી. દર્શન અને જ્ઞાનનો ઉપદેશ આપવો, શિષ્યો ગ્રહણ કરવા, તેમનું પોષણ કરવું અને જિનેન્દ્રોની પૂજા વગેરેનો ઉપદેશ આપવો — એ સરાગ અવસ્થાવાળા મુનિઓની ચર્યા છે. બીજા જીવોને બાધા ન થાય તે રીતે ચતુર્વિધ શ્રમણસંઘનાં સેવાદિ કરવાં, તે પણ સરાગ અવસ્થાવાળાની પ્રવૃત્તિ છે. પરંતુ, તેવી સેવા કરવાને અર્થે અન્ય જીવવર્ગોને તકલીફ આપે, તો તે શ્રમણ નથી રહેતો. કારણકે, તેમ કરવું એ તો ગૃહસ્થ શ્રાવકોનો ધર્મ છે. (સરાગીએ) ગૃહસ્થધર્મ પાળતા કે યતિધર્મ પાળતા

જૈનોની નિષ્કામ બુદ્ધિથી સેવાદિ કરવાં. તેમ કરતાં થોડું-ઘણું કર્મબંધન થાય તો પણ વાંધો નહિ. રોગથી, ક્ષુધાથી, તૃષ્ણાથી કે શ્રમથી પીડિત શ્રમણને જોઈને સાધુએ યથાશક્તિ તેને મદદ કરવી. રોગી, ગુરુ, તથા પોતાનાથી નાના કે મોટા શ્રમણોની સેવાને અર્થે લૌકિક મનુષ્યો સાથે શુભભાવપૂર્વક બોલવા–ચાલવાનો પ્રસંગ પડે તેનો પણ નિષેધ નથી. આ બધી શુભભાવયુક્ત ચર્યા શ્રમણ કે ગૃહસ્થ માટે કલ્યાણકર છે. કારણકે, તેનાથી યથાક્રમે મોક્ષરૂપી પરમ સૌખ્ય પ્રાપ્ત થાય છે. અલબત્ત, શુભ કહી શકાય તેવો રાગ પણ પાત્રવિશેષે વિપરીત ફલ આપે છે; સમાન બીજ પણ જુદી ભૂમિમાં ભિન્ન પરિણામ પામે છે.

વળી, અલ્પજ્ઞાનીએ બતાવેલાં વ્રત, નિયમ, અધ્યયન, ધ્યાન અને દાન આચરનારો પુરુષ પણ મોક્ષ નથી પામતો; માત્ર સુખરૂપ દેવ–મનુષ્ય–ભાવ પામે છે. જેમને પરમાર્થનું જ્ઞાન નથી, તથા જેમનામાં વિષયકષાય અધિક છે, તેવાઓની કરેલી દાનસેવા વગેરેને પરિણામે હલકો મનુષ્યભાવ પ્રાપ્ત થાય છે. જે વિષયકષાયને શાસ્ત્રમાં પાપરૂપે જણાવ્યા છે, તેમાં બંધાયેલા પુરુષો મુક્તિ કેવી રીતે અપાવી શકે? તે જ પુરુષ મોક્ષરૂપી સુમાર્ગનો ભાગી થઈ શકે છે, જે પાપકર્મમાંથી ઉપરત થયો હોય, જે સર્વ ધર્મોમાં સમદૃષ્ટિવાળો હોય, તથા જે ગુણસમૂહનું સેવન કરનારો હોય. અશુભ ભાવોમાંથી વિરત થયેલા અને શુદ્ધ કે શુભ ભાવોવાળા પુરુષો લોકને તારી શકે છે; તેઓની સેવા કરનારો જરૂર ઉત્તમ સ્થાન પામે છે. [પ્ર.૩,૪૫-૬૦]

વિનય ઉત્તમ પાત્રને જોઈ, ઊભા થવું, વંદન કરવુ, વગેરે ક્રિયાઓ અવશ્ય કરવી.

કારણ કે, પોતાનાથી વધારે ગુણવાળાને આવતો દેખી ઊભા થવું, તેનો આદર કરવો, તેની ઉપાસના કરવી, તેનું પોષણ કરવું, તેને હાથ જોડવા, તથા તેને પ્રણામ કરવા એમ જિનોએ કહેલું છે. શાસ્ત્રજ્ઞાનમાં નિપુણ તથા સંયમ, તપ અને જ્ઞાનથી પરિપૂર્ણ એવા શ્રમણોનો બીજા શ્રમણોએ ઊઠી આદર કરવો, તેમની ઉપાસના કરવી, અને તેમને નમન કરવું. કોઈ શ્રમણ સંયમ, તપ અને શાસ્ત્રજ્ઞાનયુક્ત હોય, પરંતુ જો તેને જિનોએ જણાવેલા આત્માદિ પદાર્થોમાં શ્રદ્ધા ન હોય, તો તે શ્રમણ કહેવાવાને યોગ્ય નથી. જે મુનિ ભગવાનના ઉપદેશ પ્રમાણે વર્તનારા શ્રમણને દેખી, દ્વેષભાવથી તેની ઠેકડી કરે છે, અને તેના પ્રત્યે પૂર્વોક્ત વિનયાદિ ક્રિયાઓ નથી કરતો, તેનું ચારિત્ર નષ્ટ થાય છે. પોતાનામાં ગુણ ન હોવા છતાં, પોતે શ્રમણ છે એટલા માટે જે મુનિ પોતાનાથી અધિક ગુણવાળા પાસેથી વિનયની આકાંક્ષા રાખે છે, તે અનંત સંસારનો ભાગી બને છે. તે જ પ્રમાણે શ્રમણપણામાં વધારે ગુણોવાળા મુનિઓ હીન ગુણવાળા પ્રત્યે વિનયાદિ ક્રિયાઓ આચરે, તો તે જૂઠાણું આચરી ચારિત્રથી ભ્રષ્ટ થાય છે.

જેને સૂત્રોનાં પદ અને અર્થનો નિશ્ચય થયો છે, જેના કષાયો શાંત થયા છે, અને જે સદાચારમાં પ્રવૃત્ત છે, તથા તપસ્યામાંય જે અધિક છે, એવો મુનિ પણ જો લૌકિક લોકોનો સંસર્ગ ન તજે, તો તે સંયમી થઈ શકતો નથી. પ્રવ્રજ્યા લઈને પણ જે

નિર્ગ્રંથ મુનિ ઐહિક કર્મોમાં મચેલો રહે છે, તે ભલે સંયમ અને તપયુક્ત હોય, પણ તેને લૌકિક જ કહેવો જોઈએ. માટે, જે શ્રમણને દુઃખમાંથી મુક્ત થવાની ઇચ્છા હોય, તેણે સમાન ગુણવાળાની કે અધિક ગુણવાળાની સોબતમાં રહેવું. જૈનમાર્ગમાં રહીને પણ જેઓ પદાર્થનું સ્વરૂપ વિપરીત સમજીને એ જ તત્ત્વ છે એમ નિશ્ચય કરી બેસે છે, તે ભવિષ્યમાં અત્યંત દુઃખ ભોગવતા લાંબા કાળ સુધી ભટકે છે. મિથ્યા આચરણથી રહિત, પદાર્થોના યથાર્થ સ્વરૂપના નિશ્ચયવાળો, અને પ્રશાંતચિત્ત એવો મુનિ પરિપૂર્ણ શ્રામણ્યવાળો છે, અને તે આ અફળ સંસારમાં લાંબો વખત જીવતો નથી. [પ્ર.૩,૬૧-૭૩]

## ૧

# પ્રાસ્તાવિક

બે દૃષ્ટિઓ

જેમ મ્લેચ્છ લોકોને મ્લેચ્છ ભાષા વિના કાંઈ સમજાવી શકાય નહીં, તેમ સામાન્ય લોકોને વ્યવહારદૃષ્ટિ વિના પારમાર્થિક દૃષ્ટિ[1] સમજાવવી અશક્ય છે. વ્યવહારદૃષ્ટિ અસત્ય છે; અને શુદ્ધ પારમાર્થિકદૃષ્ટિ જ સત્ય છે. જે જીવ પારમાર્થિક દૃષ્ટિનું અવલંબન લે છે, તથા તે દૃષ્ટિએ જ જીવ–અજીવ, પુણ્ય–પાપ, આસ્રવ–સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વોનું સ્વરૂપ સમજે છે, તે જ સમ્યક્દૃષ્ટિ જીવ કહેવાય. પરમ ભાવમાં સ્થિત અધિકારીઓએ વસ્તુનું શુદ્ધ સ્વરૂપ જણાવનાર પારમાર્થિક દૃષ્ટિની જ ભાવના કરવી જોઈએ.

---

૧. મૂળમાં તેને માટે 'શુદ્ધ નય, નિશ્ચય નય, પારમાર્થિક નય' એવા શબ્દો છે. અનુવાદમાં બધે પરમાર્થ દૃષ્ટિ કે પારમાર્થિક દૃષ્ટિ એવો પ્રયોગ કાયમ રાખ્યો છે. નય એટલે દૃષ્ટિ, દૃષ્ટિબિંદુ.

જેઓ અપર ભાવમાં સ્થિત છે, તેમને માટે જ વ્યાવહારિક દૃષ્ટિ છે. [સ.૮,૧૧-૩]

જે દૃષ્ટિ આત્માને અબદ્ધ, અસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ અને અસંયુક્ત જાણે છે, તે પારમાર્થિક દૃષ્ટિ છે. આત્મા નથી પ્રમત્ત (સંસારી) કે નથી અપ્રમત્ત (મુક્ત). વ્યવહારદૃષ્ટિએ, તેને જ્ઞાન છે, દર્શન છે અને ચારિત્ર છે, એમ કહેવામાં આવે છે; પરંતુ, તેને નથી જ્ઞાન, નથી દર્શન કે નથી ચારિત્ર. તે તો માત્ર શુદ્ધ ચૈતન્યસ્વભાવ છે. જે માણસ આત્માને એ રૂપે જાણે છે, તે સમગ્ર જિનશાસ્ત્રને જાણે છે. [સ.૬-૭,૧૪-૫]

જેમ કોઈ દ્રવ્યાર્થી મનુષ્ય રાજાને જાણે છે, તેનો નિશ્ચય કરે છે, તથા પછી તેની પ્રયત્નપૂર્વક સેવા કરે છે,

ક્યાં જડ દ્રવ્યરૂપ છે, કે તું જડ પદાર્થને 'આ મારું છે,' એમ કહે છે? જો જીવ જડ પદાર્થરૂપ બની શકતો હોય, કે જડ પદાર્થો ચેતનપણું પામતા હોય, તો એમ કહી શકાય કે, આ જડ પદાર્થો મારા છે. [સ.૧૭-૨૫]

જ્ઞાન અને આચરણ — જ્ઞાની પુરુષ સર્વ પરભાવોને પર જાણીને તેમનો ત્યાગ કરે છે. તેથી, 'જાણવું એટલે ત્યાગવું,' એમ નિયમથી સમજવું. જેમ લૌકિક વ્યવહારમાં કોઈ વસ્તુને પારકાની જાણી, માણસ તેનો ત્યાગ કરે છે, તેમ જ્ઞાની પણ સર્વ પરભાવોને પર જાણી, તેમનો ત્યાગ કરે છે. તે જાણે છે કે, મોહ વગેરે આંતરિક ભાવો કે આકાશ વગેરે બાહ્ય ભાવો મારા કોઈ પ્રકારે સંબંધી નથી. હું તો કેવળ એક, શુદ્ધ તથા હંમેશાં અરૂપી છું; અન્ય પરમાણુમાત્ર પણ મારું નથી. [સ.૩૪-૮]

જેઓ અપર ભાવમાં સ્થિત છે, તેમને માટે જ વ્યાવહારિક દૃષ્ટિ છે. [સ.૮,૧૧-૩]

જે દૃષ્ટિ આત્માને અબદ્ધ, અસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ અને અસંયુક્ત જાણે છે, તે પારમાર્થિક દૃષ્ટિ છે. આત્મા નથી પ્રમત્ત (સંસારી) કે નથી અપ્રમત્ત (મુક્ત). વ્યવહારદૃષ્ટિએ, તેને જ્ઞાન છે, દર્શન છે અને ચારિત્ર છે, એમ કહેવામાં આવે છે; પરંતુ, તેને નથી જ્ઞાન, નથી દર્શન કે નથી ચારિત્ર. તે તો માત્ર શુદ્ધ ચૈતન્યસ્વભાવ છે. જે માણસ આત્માને એ રૂપે જાણે છે, તે સમગ્ર જિનશાસ્ત્રને જાણે છે. [સ.૬-૭,૧૪-૫]

જેમ કોઈ દ્રવ્યાર્થી મનુષ્ય રાજાને જાણે છે, તેનો નિશ્ચય કરે છે, તથા પછી તેની પ્રયત્નપૂર્વક સેવા કરે છે, તેમ મોક્ષકામી પુરુષે જીવરાજાને જ્ઞાની પુરુષો પાસેથી જાણી, તેનો નિશ્ચય કરી, તેનું સેવન કરવું જોઈએ. જ્યાં સુધી મોહાદિ અંતરંગ કર્મમાં અને શરીરાદિ બહિરંગ 'નોકર્મ'માં અહં–મમ–બુદ્ધિ છે, ત્યાં સુધી માણસ અજ્ઞાની છે. અજ્ઞાનથી મોહિત થયેલી મતિવાળો તથા રાગ દ્વેષ વગેરે અનેક ભાવોયુક્ત મૂઢ પુરુષ જ, પોતાની સાથે સંબદ્ધ કે અસંબદ્ધ એવાં શરીર, સ્ત્રીપુત્રાદિ, ધનધાન્યાદિ તથા ગ્રામ–નગરાદિ સચિત્ત, અચિત્ત કે મિશ્ર એવા પરદ્રવ્યમાં 'હું આ છું,' 'હું એમનો છું,' 'એ મારાં છે,' 'એ મારાં હતાં,' 'હું એમનો હતો,' 'એ મારાં થશે' તથા 'હું તેમનો થઈશ' એવા જૂઠા વિકલ્પો કરે છે. પરંતુ સત્ય વસ્તુ જાણનારા સર્વજ્ઞ પુરુષોએ શુદ્ધ જ્ઞાનથી જાણ્યું છે કે, જીવ તો હંમેશાં ચૈતન્ય સ્વરૂપ તથા બોધવ્યાપાર (ઉપયોગ) રૂપી લક્ષણવાળો છે. તે

ક્યાં જડ દ્રવ્યરૂપ છે, કે તું જડ પદાર્થને 'આ મારું છે,' એમ કહે છે? જો જીવ જડ પદાર્થરૂપ બની શકતો હોય, કે જડ પદાર્થો ચેતનપણું પામતા હોય, તો એમ કહી શકાય કે, આ જડ પદાર્થો મારા છે. [સ.૧૭-૨૫]

જ્ઞાન અને આચરણ

જ્ઞાની પુરુષ સર્વ પરભાવોને પર જાણીને તેમનો ત્યાગ કરે છે. તેથી, 'જાણવું એટલે ત્યાગવું,' એમ નિયમથી સમજવું. જેમ લૌકિક વ્યવહારમાં કોઈ વસ્તુને પારકાની જાણી, માણસ તેનો ત્યાગ કરે છે, તેમ જ્ઞાની પણ સર્વ પરભાવોને પર જાણી, તેમનો ત્યાગ કરે છે. તે જાણે છે કે, મોહ વગેરે આંતરિક ભાવો કે આકાશ વગેરે બાહ્ય ભાવો મારા કોઈ પ્રકારે સંબંધી નથી. હું તો કેવળ એક, શુદ્ધ તથા હંમેશાં અરૂપી છું; અન્ય પરમાણુમાત્ર પણ મારું નથી. [સ.૩૪-૮]

## ૨

## જીવ

મિથ્યા દૃષ્ટિઓ આત્માને ન જાણતા, તથા આત્માથી ભિન્ન વસ્તુને આત્મા કહેતા કેટલાક મૂઢ લોકો (રાગદ્વેષાદિ) અધ્યવસાનને આત્મા માને છે; કે કર્મને આત્મા માને છે. બીજા વળી તીવ્ર–મંદ પ્રભાવથી ભિન્ન ભિન્ન જણાતી રાગાદિ વૃત્તિઓની પરંપરાને જીવ માને છે. કેટલાક શરીરને જીવ માને છે. કેટલાક કર્મવિપાકને જીવ માને છે. કેટલાક તીવ્ર–મંદ ગુણોવાળી કર્મની શક્તિને જીવ માને છે. કેટલાક કર્મયુક્ત જીવને આત્મા માને છે. કેટલાક (આઠ પ્રકારનાં) કર્મોના સંયોગને જીવ માને છે. બીજા પણ દુર્બુદ્ધિ લોકો આત્માનું ભિન્ન ભિન્ન વર્ણન કરે છે. તેઓ પરમાર્થવાદી નથી. [સ.૩૯-૪૩]

જીવ-જડનો વિવેક

એ બધા અધ્યવસાનાદિ ભાવો જડ દ્રવ્યના પરિણામથી નિષ્પન્ન થાય છે, એમ કેવળજ્ઞાનીઓએ કહ્યું છે. તેમને જીવ કેમ કરીને કહેવાય? આઠે પ્રકારનું કર્મ, કે જેને પરિણામે પ્રાપ્ત થતું ફળ દુઃખ એ નામથી પ્રસિદ્ધ છે, તે સર્વ જડ દ્રવ્યરૂપ — પુદ્ગલમય — છે. અધ્યવસાન વગેરે ભાવો જ્યાં જીવના કહેલા છે, ત્યાં વ્યવહારદૃષ્ટિથી તેમ કહેલું છે, એમ સમજવું. જેમ લશ્કર બહાર નીકળ્યું હોય, તો પણ વ્યવહારદૃષ્ટિથી રાજા બહાર નીકળ્યો એમ કહેવાય છે તેમ. જીવ તો અરસ, અરૂપ, અગંધ, અસ્પર્શ, અવ્યક્ત (ઇંદ્રિયોને અગોચર), અશબ્દ, અશરીર, કોઈ પણ પ્રકારના લિંગ (ચિહ્ન), આકૃતિ (સંસ્થાન) તથા બાંધા (સંહનન) વિનાનો તથા ચેતનાગુણવાળો છે. તેને નથી રાગ, દ્વેષ કે મોહ; પ્રમાદ વગેરે કર્મબંધનનાં દ્વારો (પ્રત્યય) પણ તેને નથી. જ્ઞાનાવરણીયાદિ કર્મ, કે શરીર વગેરે નોકર્મ પણ તેને નથી. જુદા જુદા ક્રમમાં વિકાસ પામેલો (કર્મની) શક્તિઓનો સમૂહ, શુભાશુભ રાગાદિ વિકલ્પો, શારીરિક, માનસિક કે વાચિક પ્રવૃત્તિઓ, કષાયોની તીવ્રતા, અતીવ્રતા કે ક્રમહાનિ, જુદા જુદા દેહો, તથા મોહનીય કર્મની ક્ષયવૃદ્ધિ અનુસાર આધ્યાત્મિક વિકાસક્રમરૂપી ગુણસ્થાનો[1]—

---

૧. ગુણ એટલે આત્માની સ્વાભાવિક શક્તિઓ; અને 'સ્થાન' એટલે તે શક્તિઓની તર–તમ–ભાવવાળી અવસ્થાઓ. આત્માના સહજ ગુણો ઉપરથી આવરણો ઓછાં થતાં જાય છે

એ બધાં પણ તેને નથી. કેમકે, તે બધાં જડ–પુદ્ગલ–દ્રવ્યનાં પરિણામો છે. એ બધા ભાવો વ્યવહારદૃષ્ટિથી જીવના કહેવામાં આવે છે. એમની સાથે જીવનો સંબંધ ક્ષીર અને નીરની પેઠે જાણવો. એટલે કે, તે બંને જેમ એક બીજા સાથે મળેલાં દેખાય છે, છતાં દૂધનું દૂધપણું જેમ પાણીથી જુદું છે, તેમ આ બધા ભાવો જીવથી જુદા છે. કારણ કે, જીવનો બોધરૂપ ગુણ જડ ભાવો કે દ્રવ્યોથી જુદો છે. કોઈ રસ્તે વટેમાર્ગુઓ હંમેશ લૂંટાતા હોય, તો વ્યવહારી લોકો કહે છે કે, 'આ રસ્તો તો લૂંટાય છે.' જો કે, કોઈ રસ્તો તો લૂંટાતો નથી. તેમ જીવમાં કર્મ અને નોકર્મનો વર્ણ જોઈને, એ જીવનો વર્ણ છે એમ વ્યવહારથી કહેવાય છે. ગંધ–રસાદિનું પણ તેમજ સમજવું. સંસારસ્થ જીવોને એ વર્ણાદિ હોય છે; સંસાર-પ્રમુક્ત જીવોને એ કશું નથી હોતું. સંસાર અવસ્થામાં પણ એ વર્ણાદિ વ્યવહારદૃષ્ટિએ જ જીવના છે; વાસ્તવિક નથી. તે અવસ્થામાં પણ જો તે વાસ્તવિક જ જીવના હોય, તો સંસારસ્થ જીવો વર્ણાદિયુક્ત ઠરે; અને વર્ણાદિવાળા હોવું એ તો જડ–પુદ્ગલ–દ્રવ્યનું લક્ષણ છે. એટલે તે બેમાં ભેદ જ ન રહ્યો. પછી તો નિર્વાણ પામેલો જીવ પણ પુદ્ગલ દ્રવ્યથી જુદો કેમ કરીને થવાનો હતો? માટે સ્થૂલ કે સૂક્ષ્મ બધા દેહો પુદ્ગલમય જડ કર્મથી નીપજ્યા હોઈ, તેમને જીવ એવું નામ વ્યવહારદૃષ્ટિથી જ આપવામાં આવે છે. [સ. ૪૪-૬૮]

---

નય છે. તેમના વિગતવાર વર્ણન માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૭૨, ટિ. ૬.

## ૩

# કર્તા અને કર્મ

કર્મબંધનો પ્રકાર

જ્યાં સુધી અજ્ઞાની જીવ આત્મા અને ક્રોધાદિ વિકાર ('આસ્રવ') એ બે વચ્ચેનો તફાવત જાણતો નથી, ત્યાં સુધી તે ક્રોધાદિમાં પ્રવર્તે છે. તેને કારણે કર્મોનો સંચય થાય છે. સર્વજ્ઞોએ જીવને કર્મોનો બંધ એ પ્રકારે કહ્યો છે. પરંતુ, જ્યારે જીવને આત્મા અને ક્રોધાદિ વિકારો વચ્ચેનો ભેદ જણાય છે, ત્યારે તેને બંધ નથી થતો. કારણકે, જીવ જ્યારે વિકારોનું અશુચિપણું, (જડપણારૂપી) વિપરીતપણું, અધ્રુવપણું, અનિત્યપણું, અશરણપણું તથા દુઃખના કારણ-હોવાપણું જાણે છે, ત્યારે તેમાંથી નિવૃત્ત થઈ જાય છે. તે સમજે છે કે, હું તો એક છું, શુદ્ધ છું, નિર્મળ છું, તથા જ્ઞાન-દર્શનથી પૂર્ણ છું. માટે એ શુદ્ધ ભાવમાં સ્થિત તથા લીન થઈ, હું આ બધા વિકારોનો ક્ષય કરું. [સ.૬૯-૭૪]

કર્મોના પરિણામને, તેમજ શરીરાદિ 'નોકર્મ'ના પરિણામને આત્મા કરતો નથી એમ જે જાણે છે, તે જ્ઞાની છે. અનેક પ્રકારનું જડ ભાતિક કર્મ, તથા તેનું અનંત ફળ જાણ્યા પછી, જ્ઞાની પુરુષ એ પરદ્રવ્યનાં પરિણામોરૂપે જાતે પરિણમતો નથી; તેમને ગ્રહણ કરતો નથી; કે તે–રૂપે ઉત્પન્ન થતો નથી. કારણકે, તે પોતાનાં અનેકવિધ પરિણામોને ભિન્ન જાણતો હોય છે. [સ.૭૫-૯]

કર્મબંધનનાં કારણ

પરંતુ, અનાદિ કાળથી પોતાની સાથે બંધાયેલા મોહનીય કર્મને કારણે, વાસ્તવિક રીતે શુદ્ધ અને નિરંજન એવો જીવ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિભાવ એવા ત્રણ ભાવે પરિણામ પામતો આવ્યો છે; અને સામાન્ય રીતે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર જ કર્મબંધનનાં કારણ કહેવાય છે. અતત્ત્વમાં શ્રદ્ધા અને તત્ત્વમાં અશ્રદ્ધા એનું જ નામ 'મિથ્યાત્વ'; વિષયકષાયમાંથી અવિરમણ — અનિવૃત્તિ — તેનું જ નામ 'અવિરતિ' અથવા અસંયમ; જીવનું જે ક્રોધાદિથી કલુષિતપણું તેનું જ નામ 'કષાય'; અને મન–વાણી–કાયાની સાજ્ય કે કર્તવ્ય શુભાશુભ પ્રવૃત્તિમાં ઉત્સાહ તેનું જ નામ 'યોગ'. એ બધાંને કારણે કર્મ તરીકે બંધાવાને યોગ્ય પુદ્ગલદ્રવ્ય ('કાર્મણવર્ગણાગત') જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ * રૂપે પરિણમી જીવ સાથે બંધાય છે; અને એ બંધાવાને કારણે જીવ પાછો અજ્ઞાનાદિ વિપરીત ભાવોરૂપે પરિણમે છે. [સ.૧૩૨-૬] પરંતુ એ

* જુઓ પા. ૮૦, નોંધ ૧.

બધાં જડકર્મનાં પરિણામ છે, તેથી અચેતન છે. જેમ ચૈતન્ય એ જીવથી અનન્ય છે, તેમ જડ એવાં ક્રોધ વગેરે પણ અનન્ય હોય, તો તો જીવ અને અજીવ બંને એકરૂપ થઈ જાય, અને જે જીવ તે જ અજીવ એવું કહેવાવારો આવે. [સ.૧૦૯-૧૫]

અલબત્ત, પુદ્ગલદ્રવ્ય જાતે કર્મભાવે પરિણામ પામી જીવ સાથે બંધાતું ન હોય, તો પછી સંસારના અભાવનો જ પ્રસંગ આવે; કે સાંખ્ય સિદ્ધાંતની સ્થિતિ આવીને ઊભી રહે. તે જ પ્રમાણે જીવ પણ જાતે ક્રોધાદિરૂપે પરિણામ પામી કર્મમાં બંધાતો ન હોય, તો તે અપરિણામી ઠરે અને ઉપર મુજબ જ સંસારાભાવ વગેરે દોષ આવીને ઊભા રહે. માટે, પુદ્ગલદ્રવ્ય જાતે પરિણામસ્વભાવી હોઈ જાતે જ જ્ઞાનાવરણીયાદિ કર્મરૂપે પરિણમે છે, અને તે જ પ્રમાણે જીવ પણ પોતે જ ક્રોધભાવે પરિણમી ક્રોધરૂપ થાય છે, એમ સમજવું જોઈએ. [સ.૧૧૬-૨૫] પરંતુ, તેમાં યાદ રાખવાનું એટલું કે, જ્ઞાનીના ભાવ જ્ઞાનમય હોય છે; તેથી કર્મોને કારણે ઊભા થતા વિભાવોને તે પોતાનાથી ભિન્ન માને છે; પરંતુ અજ્ઞાનીના ભાવ અજ્ઞાનમય હોય છે, તેથી કર્મથી થતા ભાવોને તે પોતારૂપ માની તે-રૂપે પરિણમે છે અને નવું કર્મબંધન પ્રાપ્ત કરે છે; પરંતુ જ્ઞાની નથી પ્રાપ્ત કરતો. [સ.૧૨૬-૩૧]

**પારમાર્થિક દૃષ્ટિ** વ્યવહારદૃષ્ટિવાળા જ કહે છે કે જીવને કર્મ બંધાય તેમ જ સ્પર્શે છે; પરંતુ, શુદ્ધ દૃષ્ટિવાળા તો કહે છે કે, જીવમાં કર્મ નથી

બંધાતું–સ્પર્શાતું, પરંતુ, એ 'બંધાતું' અને 'ન બંધાતું' એ બધા દૃષ્ટિઓના ઝઘડા છે. આત્મા તો એ બધા વિકલ્પોથી પર છે; અને તે જ 'સમયસાર'[1] છે. એ 'સમયસાર'ને જ સમ્યગ્દર્શન અને જ્ઞાન કહી શકાય. [સ.૧૪૨-૪]

---

૧. 'સમયસાર' એટલે આ ગ્રંથ કે તેનો સિદ્ધાંત. અથવા 'સમય' એટલે આત્મા; અને તેનો સાર એટલે તેનું શુદ્ધ સ્વરૂપ.

૪

## પુણ્ય-પાપ

શુભાશુભકર્મ : બંને અશુદ્ધ

લોકો જાણે છે કે અશુભકર્મ જ કુશીલ છે; અને શુભકર્મ સુશીલ છે. પરંતુ શુભકર્મ પણ સંસારમાં જ પ્રવેશ કરાવતું હોય, તો તેને સુશીલ કેમ કરીને કહેવાય? લોઢાની સાંકળ પણ માણસને જેમ બાંધે છે, તેમ સોનાની પણ બાંધે છે. શુભ તેમજ અશુભ બંને કર્મ જીવને બાંધે છે. પરમાર્થદૃષ્ટિથી તો શુભ તેમજ અશુભ બંને કર્મો કુશીલ જ છે. તેમનો સંસર્ગ કે રાગ ન કરવો. કુશીલ ઉપર રાગ કરનારનો વિનાશ ચોક્કસ છે. કુશીલ માણસને ઓળખ્યા બાદ તેનો સંસર્ગ કે રાગ જેમ ડાહ્યો માણસ તજે છે, તેમ જ્ઞાની પુરુષો કર્મોનાં શીલ-સ્વભાવને જાણી, તેમનો સંસર્ગ તજે છે અને સ્વ-ભાવમાં લીન થાય છે. [સ.૧૪૫-૫૦]

શુદ્ધકર્મ — વિશુદ્ધ આત્મા જ પરમાર્થ છે, મુક્તિ છે, કેવળજ્ઞાન છે કે મુનિપણું છે. તે પરમ સ્વભાવમાં સ્થિત થયેલા મુનિઓ નિર્વાણ પામે છે. ને પરમાર્થમાં સ્થિત થયા વિના અજ્ઞાનીઓ જે કાંઈ તપ કરે છે કે વ્રત ધારણ કરે છે, તે બધું મૂર્ખાઈ જ છે, એમ સર્વજ્ઞો કહે છે. પરમાર્થથી બહાર રહીને વ્રત, શીલ, તપ વગેરે કરનારા નિર્વાણ પામી નથી શકતા. પરમાર્થથી બહાર એવા તે અજ્ઞાનીઓ સાચો મોક્ષમાર્ગ ન જાણતા હોવાથી, સંસારભ્રમણના હેતુરૂપ પુણ્યની જ ઇચ્છા કરે છે. [સ.૧૫૧-૪]

પોથાંપંડિતો પારમાર્થિક વસ્તુનો ત્યાગ કરી, વ્યાવહારિકમાં પ્રવર્ત્યા કરે છે; પરંતુ પરમાર્થનો આશ્રય લઈને યતિઓ કર્મનો ક્ષય કરી લે છે. મેલ લાગવાથી વસ્તુનું સફેદપણું જેમ ઢંકાઈ જાય છે, તેમ મિથ્યાત્વરૂપી મેલથી જીવનું સમ્યગ્દર્શન આચ્છાદિત થઈ જાય છે; અજ્ઞાનરૂપી મેલથી જીવનું સમ્યગ્જ્ઞાન આચ્છાદિત થઈ જાય છે; અને કષાયરૂપી મેલથી જીવનું ચારિત્ર આચ્છાદિત થઈ જાય છે. જીવ સ્વભાવે સર્વ-જ્ઞાન-દર્શી છે; પરંતુ પોતાની કર્મરજથી ઢંકાઈ જઈ, સંસારને પામી, કશું જાણતો નથી. [સ.૧૫૫-૬૩]

# ૫

## આસ્રવ

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર આસ્રવો જ્ઞાનાવરણીયાદિ કર્મ બંધાવાનાં કારણો છે. પરંતુ જીવના રાગદ્વેષાદિ ભાવો તેમનું પણ કારણ છે. તેથી વસ્તુતાએ રાગ, દ્વેષ અને મોહ એ જ આસ્રવો એટલે કર્મબંધનાં દ્વાર છે. [સ.૧૬૪-૫]

જેને સમ્યગ્દર્શન થયું છે, તેવા જીવને આસ્રવ બંધ હોતા નથી; કારણ કે, જીવનો રાગાદિયુક્ત ભાવ બંધનું કારણ છે. જેમ પાકું ફળ ઝાડ ઉપરથી પડ્યા પછી ફરી ડીંટે ચોંટતું નથી, તેમ જીવનો રા ભાવ એક વાર ગળી ગયા પછી ફરી ઉદય પામતો અજ્ઞાન અવસ્થામાં પૂર્વે બાંધેલાં કર્મો પણ તેને માટીના પિંડ જેવાં થઈ જાય છે અને કર્મશરીર રહે છે. [સ.૧૬૬-૯]

શુદ્ધકર્મ વિશુદ્ધ આત્મા જ પરમાર્થ છે, મુક્તિ છે, કેવળજ્ઞાન છે કે મુનિપણું છે. તે પરમ સ્વભાવમાં સ્થિત થયેલા મુનિઓ નિર્વાણ પામે છે. તે પરમાર્થમાં સ્થિત થયા વિના અજ્ઞાનીઓ જે કાંઈ તપ કરે છે કે વ્રત ધારણ કરે છે, તે બધું મૂર્ખાઈ જ છે, એમ સર્વજ્ઞો કહે છે. પરમાર્થથી બહાર રહીને વ્રત, શીલ, તપ વગેરે કરનારા નિર્વાણ પામી નથી શકતા. પરમાર્થથી બહાર એવા તે અજ્ઞાનીઓ સાચો મોક્ષમાર્ગ ન જાણતા હોવાથી, સંસારભ્રમણના હેતુરૂપ પુણ્યની જ ઇચ્છા કરે છે. [સ.૧૫૧-૪]

પોથાંપંડિતો પારમાર્થિક વસ્તુનો ત્યાગ કરી, વ્યાવહારિકમાં પ્રવર્ત્યા કરે છે; પરંતુ પરમાર્થનો આશ્રય લઈને યતિઓ કર્મનો ક્ષય કરી લે છે. મેલ લાગવાથી વસ્તુનું સફેદપણું જેમ ઢંકાઈ જાય છે, તેમ મિથ્યાત્વરૂપી મેલથી જીવનું સમ્યગ્દર્શન આચ્છાદિત થઈ જાય છે; અજ્ઞાનરૂપી મેલથી જીવનું સમ્યગ્જ્ઞાન આચ્છાદિત થઈ જાય છે; અને કષાયરૂપી મેલથી જીવનું ચારિત્ર આચ્છાદિત થઈ જાય છે. જીવ સ્વભાવે સર્વ-જ્ઞાન-દર્શી છે; પરંતુ પોતાની કર્મરજથી ઢંકાઈ જઈ, સંસારને પામી, કશું જાણતો નથી. [સ.૧૫૫-૬૩]

## ૫

## આસ્રવ

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર આસ્રવો જ્ઞાનાવરણીયાદિ કર્મ બંધાવાનાં કારણો છે. પરંતુ જીવના રાગદ્વેષાદિ ભાવો તેમનું પણ કારણ છે. તેથી વસ્તુતાએ રાગ, દ્વેષ અને મોહ એ જ આસ્રવો એટલે કે કર્મબંધનાં દ્વાર છે. [સ.૧૬૪-૫]

જેને સમ્યગ્દર્શન થયું છે, તેવા જીવને આસ્રવ કે બંધ હોતા નથી; કારણ કે, જીવનો રાગાદિયુક્ત ભાવ જ બંધનું કારણ છે. જેમ પાકું ફળ ઝાડ ઉપરથી તૂટી પડ્યા પછી ફરી ડીંટે ચોંટતું નથી, તેમ જીવનો રાગાદિ ભાવ એક વાર ગળી ગયા પછી ફરી ઉદય પામતો નથી. અજ્ઞાન અવસ્થામાં પૂર્વે બાંધેલાં કર્મો પણ તેને માટે માટીના પિંડ જેવાં થઈ જાય છે અને કર્મશરીરને વળગી રહે છે. [સ.૧૬૬-૯]

જ્ઞાની અને બંધ

આગળ જણાવેલા મિથ્યાત્વાદિ ચાર આસ્રવો ઉદયમાં આવી જીવના જ્ઞાન અને દર્શનને રાગાદિ (અજ્ઞાન) ભાવો રૂપે પરિણમાવે છે, ત્યારે જ તે અનેક પ્રકારનું કર્મ બાંધે છે. જ્યાં સુધી જીવનો જ્ઞાનગુણ હીન એટલે કે સકષાય હોય છે, ત્યાં સુધી તે વિપરીત પરિણામો પામ્યા કરે છે. પરંતુ જ્યારે તે કષાયોનો ત્યાગ કરી સમ્યક્ત્વને પામે છે, ત્યારે વિભાવ પરિણામો થતાં બંધ પડી, કર્મબંધન નથી થતું. [સ.૧૭૦-૨]

જેમ બાળક સ્ત્રી પોતે હોવામાત્રથી પુરુષને ઉપભોગ્ય થતી નથી, પરંતુ તે જ જ્યારે તરુણી થાય છે, ત્યારે (રાગાદિયુક્ત) પુરુષને બાંધે છે; તેમ પહેલાં બાંધેલાં કર્મ જ્યારે ફલોન્મુખ થાય છે, ત્યારે જીવના નવા રાગાદિ ભાવ અનુસાર સાત કે આઠ[1] કર્મરૂપે આગામી બંધ થાય છે. પરંતુ રાગાદિનો અભાવ હોય, તો પૂર્વકર્મ હોવામાત્રથી નવું કર્મબંધન કરી શકતાં નથી. સમ્યગ્દર્શનવાળાને રાગ, દ્વેષ અને મોહ ન હોવાથી પૂર્વકર્મ નવા બંધનો હેતુ થતાં નથી. જેમ પુરુષે ખાધેલો આહાર, ઉદરાગ્નિથી સંયુક્ત થાય તો જ માંસ, વસા અને રુધિરાદિ ભાવોરૂપે પરિણમે છે, તેમ જે જીવો રાગાદિ અવસ્થાયુક્ત છે, તેઓનાં પૂર્વકર્મ જ અનેક પ્રકારનું નવું કર્મ બાંધે છે; જ્ઞાનીનાં નહિ. [સ.૧૭૩-૮૦]

---

૧. જુઓ પા. ૮૦, નોં. ૧. આયુષકર્મ જીવનના એક જ વખત બંધાય છે તેથી સાત.

## ૬

## સંવર

ચેતનામાં ચેતના રહેલી છે; ક્રોધાદિમાં કશી ચેતના નથી. ક્રોધમાં જ ક્રોધ છે; ચેતનામાં કાંઈ ક્રોધ નથી. તે પ્રમાણે આઠ પ્રકારનાં કર્મ અને શરીરરૂપ 'નોકર્મ'માં પણ ચેતના નથી; કે ચેતનામાં કર્મ કે નોકર્મ નથી. આનું નામ અવિપરીત જ્ઞાન છે. તે જ્ઞાન જ્યારે જીવને થાય છે, ત્યારે તે રાગાદિભાવોરૂપે પરિણમતો નથી. જેમ સુવર્ણને ગમે તેટલું તપાવીએ તો પણ તે સુવર્ણપણું તજતું નથી, તેમ જ્ઞાની કર્મોના ઉદયથી ગમે તેટલો તપાયમાન થાય, તો પણ જ્ઞાનીપણારૂપ સ્વભાવને છોડતો નથી. જ્ઞાની પોતાના શુદ્ધ સ્વરૂપને જાણે છે; પરંતુ અજ્ઞાની અજ્ઞાનાંધકારમાં ડૂબેલો હોઈ, આત્મસ્વરૂપને ન જાણતો હોવાથી રાગાદિને જ આત્મારૂપ જાણે છે. [સ.૧૮૧-૬]

સાચો સંવર આત્માને આત્મા વડે પાપપુણ્યરૂપી પ્રકૃતિઓમાંથી રોકી, પોતાના દર્શન–જ્ઞાનરૂપી સ્વભાવમાં સ્થિર થઈ, અન્ય વસ્તુઓની ઇચ્છામાંથી વિરત થઈ, જે સર્વસંગનો ત્યાગ કરી, આત્માને આત્મા વડે ધ્યાવે છે; તથા કર્મ–નોકર્મનું ધ્યાન ન કરતાં પોતાના એકત્વનું જ ચિંતન કરતો, અનન્યમય તથા દર્શન–જ્ઞાન–મય થાય છે; તેવો માણસ કર્મરહિત શુદ્ધ આત્માને શીઘ્ર પામે છે. [સ.૧૮૭-૯]

આત્માના રાગાદિ ભાવોનું કારણ મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ અને યોગ એ ચાર અધ્યવસાનો છે. જ્ઞાનીમાં એ હેતુઓનો અભાવ હોવાથી તેને આસ્રવ–નિરોધ પ્રાપ્ત થાય છે; આસ્રવ ન હોવાથી તેને કર્મનો નિરોધ પ્રાપ્ત થાય છે; કર્મના અભાવથી તેને નોકર્મ એટલે કે શરીરનો નિરોધ પ્રાપ્ત થાય છે; અને નોકર્મના નિરોધથી સંસારનો નિરોધ પ્રાપ્ત થાય છે. [સ.૧૯૦-૨]

# નિર્જરા

**જ્ઞાની અને ભોગં**

જ્ઞાની પુરુષ ઇંદ્રિયો વડે (પૂર્વકર્મવશાત્) જડ–ચેતન દ્રવ્યોનો જે ઉપભોગ કરે છે, તે સર્વ તેને નિર્જરાનું (કર્મક્ષયનું) નિમિત્ત થાય છે. તે દ્રવ્યોનો ઉપભોગ કરતાં જે સુખદુઃખ થાય છે, તેને તે અનુભવે છે. પોતાનું ફળ આપ્યા બાદ તે કર્મ ખરી જાય છે. જેમ કુશળ વૈદ્ય ચિકિત્સાપૂર્વક વિષને ખાવા છતાં મરણ પામતો નથી, તેમ પૂર્વકર્મોનું પ્રાપ્ત થયેલું ફળ જ્ઞાની ભોગવે છે, છતાં તેમાં બંધાતો નથી. જેમ કંટાળાપૂર્વક મદ્ય પીતો પુરુષ મત્ત થતો નથી, તેમ દ્રવ્યોના ઉપભોગમાં અરત જ્ઞાની પણ બંધાતો નથી. કોઈ પુરુષ વિષયો સેવવા છતાં, તેમને વસ્તુતાએ નથી સેવતો હોતો; અને કોઈ પુરુષ વિષયો સેવતો ન હોવા છતાં વસ્તુતાએ સેવતો હોય છે: દાસ ઘરનું બધું કામકાજ કરે

છે, છતાં મનમાં જાણે છે કે પોતે ઘરનો સ્વામી નથી તેમ. [૧૯૩-૭]

'જ્ઞાનીઓએ કર્મનાં પરિણામ વિવિધ કહ્યાં છે; પરંતુ તે કર્મોને કારણે થતા ભાવ એ મારા સ્વભાવરૂપ નથી; હું તો એક ચેતનસ્વરૂપ છું. રાગ એ તો જડ કર્મ છે; તેને પરિણામે આ રાગભાવ પેદા થાય છે. પરંતુ તે કાંઈ મારો ભાવ નથી. હું તો એક ચેતનસ્વરૂપ છું,' એ પ્રકારે જ્ઞાની વસ્તુનું તત્ત્વ જાણતો હોવાથી વિવિધ ભાવોને કર્મનાં પરિણામ જાણી તજે છે. જેનામાં રાગનો અંશમાત્ર છે, તે ભલે શાસ્ત્રો જાણતો હોય, તો પણ આત્માને જાણતો નથી. અને આત્માને જાણતો નથી એટલે તે અનાત્માને પણ જાણતો નથી, પછી તેને જ્ઞાની કેમ કરીને કહેવાય? [સ.૧૯૭-૨૦૨]

આત્મામાં કર્મને નિમિત્તે થતા બધા વિભાવોને તજીને, સ્વભાવભૂત ચેતનરૂપી નિયત, સ્થિર અને એક ભાવને જ ગ્રહણ કર. જ્યાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન અને કેવલજ્ઞાન[1] — એ ભેદો દૂર થઈ, એક જ પદ બાકી રહે છે, તે જ પરમાર્થ છે. તેને પ્રામીને માણસ નિર્વૃત

---

1. જ્ઞાનના એ પાંચ પ્રકારો માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૬૮, ટિ. ૧. આત્મા ઉપરથી વિશિષ્ટ આવરણો દૂર થતાં તે બધાં જ્ઞાનો પ્રગટે છે. તેમાં મતિજ્ઞાન એટલે ઇંદ્રિયજ્ઞાન; શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રાદિ મારફત થતું જ્ઞાન; અવધિજ્ઞાન, અને મનઃપર્યવજ્ઞાન એ વિશિષ્ટ શક્તિથી પ્રાપ્ત થતાં (દૂરના પદાર્થ જાણવા, બીજાના મનનું ચિંતન જાણવું ઇ૦) વિશિષ્ટ જ્ઞાનો છે; કેવળજ્ઞાન એટલે શુદ્ધ આત્માનું નિર્મલજ્ઞાન : સર્વ વસ્તુઓનું સંપૂર્ણ જ્ઞાન.

થાય છે. એ પદને જ્ઞાનગુણવિહીન પુરુષો ગમે તે સાધન કરવા છતાં પામતા નથી. તારે જો કર્મપરિમોક્ષ જોઈતો હોય, તો તું તે પદને જ સ્વીકાર; તે પદમાં જ નિત્ય રત થા; તેમાં જ નિત્ય સંતુષ્ટ થા, તથા એનાથી જ તૃપ્ત રહે. તો તને ઉત્તમ સુખ પણ પ્રાપ્ત થશે. આત્માને જ પોતાનું નિશ્ચિત ધન જાણતો જ્ઞાની પરદ્રવ્યને પોતાનું શાનો કહે? જો પરદ્રવ્ય મારું હોય, તો હું તેના જેવો જડ બની જાઉં; હું તો જ્ઞાતા જ છું, માટે બીજા કોઈ પરદ્રવ્યનો પરિગ્રહ મારે ન હોય. ભલે ને તે છેદાઈ જાય, ભેદાઈ જાય, હરાઈ જાય, નાશ પામે કે ગમે તેમ ચાલી જાય, તો પણ તે પરદ્રવ્ય મારું નથી જ. જ્ઞાની અપરિગ્રહી તથા અનિચ્છ હોવાથી ધર્મને પણ ઇચ્છતો નથી, તેમ અધર્મને પણ નથી ઇચ્છતો; ખાનપાન પણ નથી ઇચ્છતો, તેમ સર્વ ભાવોને પણ નથી ઇચ્છતો. પોતાના જ્ઞાયકભાવમાં નિયત એવો તે સર્વત્ર નિરાલંબ રહે છે. [સ.૨૦૩-૧૪]

પ્રાપ્ત થતા ભોગોમાં તેને હેયબુદ્ધિ છે, અને અનાગત ભોગોની તેને કાંક્ષા નથી. પોતામાં કર્મને નિમિત્તે થતા તથા સમયે સમયે વિનાશ પામતા વેદ્ય-વેદક ભાવોને તે જાણે છે; પણ કદી તેમની કાંક્ષા નથી કરતો. બંધ અને ઉપભોગનાં નિમિત્ત એવાં સંસાર તથા દેહવિષયક અધ્યવસાનોમાં જ્ઞાનીને રાગ થતો નથી. જેમ સોનું કીચડમાં પડી રહેવા છતાં કટાતું નથી, તેમ બધાં દ્રવ્યોમાં રાગ વિનાનો જ્ઞાની કર્મોની મધ્યમાં હોવા છતાં લેપાતો નથી. પરંતુ, સર્વ દ્રવ્યોમાં રાગવાળો અજ્ઞાની કાદવમાં પડેલા લોઢાની જેમ કર્મરજથી લેપાય છે. શંખ વિવિધ

જડ–ચેતન કે મિશ્ર દ્રવ્યો ખાય છે છતાં તેનો શ્વેતભાવ કાળો થતો નથી; તેમ જડ–ચેતન કે મિશ્ર દ્રવ્યો ભોગવતા જ્ઞાનીનું જ્ઞાન પણ અજ્ઞાનમાં પરિણમતું નથી. પરંતુ એ જ શંખ પોતે જ શ્વેતભાવ છોડી કૃષ્ણભાવને પામે છે, ત્યારે તેનું શુક્લત્વ દૂર થાય છે; તેમ જ્ઞાની પણ જ્યારે જ્ઞાનસ્વભાવનો ત્યાગ કરી અજ્ઞાનરૂપે પરિણમે છે, ત્યારે અજ્ઞાનતાને પામે છે. [સ.૨૧૫-૨૩]

સમ્યગ્દૃષ્ટિની વ્યાખ્યા

જેમ કોઈ પુરુષ આજીવિકાના હેતુથી રાજાને સેવે, તો તે રાજા પણ તેને વિવિધ સુખોત્પાદક ભોગો આપે છે; તેમ જે જીવ સુખનિમિત્તે કર્મરજ સેવે છે, તેને તે વિવિધ સુખોત્પાદક ભોગો આપે છે. પરંતુ તે જ પુરુષ આજીવિકાને નિમિત્તે રાજાને ન સેવે, તો તે પણ તેને સુખોત્પાદક ભોગો ન આપે; તેમ જે સમ્યગ્દૃષ્ટિ પુરુષ વિષયાર્થે કર્મરજને સેવતો નથી, તેને તે પણ સુખોત્પાદક વિવિધ ભોગો આપતી નથી. [સ.૨૨૪-૭]

સાત પ્રકારના ભય[1] ન હોવાથી જે નિર્ભય બન્યો છે, તે નિઃશંક જીવ સમ્યગ્દૃષ્ટિ છે.

કર્મબંધન કરાવનાર મોહના કારણરૂપ મિથ્યાત્વાદિ ચાર પાદ[2]ને જે છેદી નાખે છે, તે નિઃશંક આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

---

૧. આ લોક, પરલોક, વેદના, અરક્ષા, અગુપ્તિ, મરણ અને અકસ્માત — એ સાતના ભય.

૨. જુઓ પા. ૧૦૨.

કર્મફળો તથા સર્વ પ્રકારના ધર્મોની જે કાંક્ષા નથી કરતો, તે નિષ્કાંક્ષ જીવ સમ્યગ્દૃષ્ટિ છે.

સર્વ પદાર્થોના ધર્મોમાં જે જુગુપ્સા નથી કરતો, તે નિર્વિચિકિત્સ આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

સર્વ ભાવોમાં જે અસંમૂઢ છે, તથા યથાર્થ દૃષ્ટિવાળો છે, તે અમૂઢ આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

સિદ્ધોની ભક્તિયુક્ત તથા આત્માના સર્વ વિ-ધર્મોનો વિનાશક એવો આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

ઉન્માર્ગે જતા પોતાના આત્માને જે માર્ગે સ્થાપિત કરે છે, તે આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

મોક્ષમાર્ગનાં સાધક એવાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર ઉપર જે વાત્સલ્ય રાખે છે, તે આત્મા સમ્યગ્દૃષ્ટિ છે.

જિનેશ્વરોના જ્ઞાનની આરાધના કરનારો જે જીવ વિદ્યારૂપી રથમાં બેસી મનોરથમાર્ગોમાં વિચરે છે, તે જીવ સમ્યગ્દૃષ્ટિ છે. [સ.૨૨૯-૩૬]

## ૮

## બંધ

બંધનું સાચું કારણ

કોઈ પુરુષ શરીરે તેલ ચોળી, ધૂળવાળી જગામાં ઊભો રહી, શસ્ત્રાદિથી તાડ, કેળ, વાંસ વગેરે જડ–ચેતન પદાર્થોની કાપાકૂપી વગેરે કરે, તો તેને શરીરે રજ કેમ ચોટે તે વિચારો. તે રજ તેની કાયચેષ્ટાને કારણે નહિ, પણ તેના શરીર ઉપરની તેલની ચીકટને કારણે તેને શરીરે ચોટી, એ વાત સ્પષ્ટ છે. એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ જીવ અનેક પ્રકારની કાય–મનની ચેષ્ટાઓ કરતો રાગાદિ ભાવોને કારણે કર્મરજથી લેપાય છે. પેલા ક્ષુદ્રમીના શરીર ઉપર તેલની ચીકાશ ન હોય, તો તેને જેમ તેની કાયચેષ્ટામાત્રથી ધૂળ ચોટે નહિ, તેમ સમ્યગ્દૃષ્ટિ પુરુષ અનેક પ્રવૃત્તિઓ કરે, તો પણ તે રાગાદિભાવયુક્ત ન હોય તો તેને કર્મરજ ન ચોટે. [સ.૨૩૭-૪૬]

જે એમ માને છે કે, 'હું બીજાની હિંસા કરું છું, તથા બીજા મારી હિંસા કરે છે,' તે મૂઢ અને અજ્ઞાની છે. જ્ઞાની તેનાથી ઊલટો હોય છે. જિનેશ્વરોએ કહ્યું છે કે, આયુષકર્મનો ક્ષય થયે જીવોનું મરણ થાય છે. તું જો તેઓનું આયુષકર્મ હરતો ન હોય, તો તેમનું મરણ તેં કેમ કરીને કર્યું? તે જ પ્રમાણે બીજાએ પણ તારું મરણ કેમ કરીને કર્યું? વળી, જે એમ માને છે કે, 'હું બીજા જીવોને જિવાડું છું, તથા બીજા જીવો મને જિવાડે છે,' તે પણ મૂઢ અને અજ્ઞાની છે. કારણકે, આયુષકર્મના ઉદયથી જીવ જીવે છે, એમ સર્વજ્ઞોએ કહ્યું છે. તું જો તેઓને આયુષકર્મ આપતો ન હોય, તો તેં તેમને કેમ કરીને જિવાડ્યા, કે બીજાઓએ તને કેમ કરીને જિવાડ્યો? તે જ પ્રમાણે બધા જીવ પોતપોતાના શુભાશુભ કર્મને કારણે સુખી કે દુઃખી થાય છે. તું જો તેઓને શુભાશુભ કર્મ આપી શકતો ન હોય, તો તેં તેમને સુખી કે દુઃખી કેમ કરીને કર્યા, કે બીજાઓએ તને સુખી કે દુઃખી કેમ કરીને કર્યો? માટે, 'હું બીજાને મારું છું, જિવાડું છું કે સુખીદુઃખી કરું છું' એવી જે તારી બુદ્ધિ કે અધ્યવસાય છે, તે મિથ્યા છે; અને તારી તે મૂઢમતિથી તું શુભાશુભ કર્મ બાંધે છે. જીવો મરે કે ન મરે, પરંતુ, મારવા–ન મારવાનો જે અધ્યવસાય કે બુદ્ધિ છે, તે જ વાસ્તવિક રીતે બંધનું કારણ છે. તે જ પ્રમાણે જૂઠ, ચોરી, અબ્રહ્મચર્ય, અને પરિગ્રહની બાબતમાં પણ સમજવું. અધ્યવસાય વસ્તુને અવલંબીને થાય છે, તથા એ અધ્યવસાયથી — અને નહિ કે વસ્તુથી — જીવને બંધ થાય છે. [સ.૨૪૭-૬૫]

પશુભાવ, નરકભાવ, દેવભાવ, મનુષ્યભાવ તેમજ અનેકવિધ પાપ, પુણ્ય, ધર્મ, અધર્મ, જડ, ચેતન, લોક, અને અલોક એ બધા ભાવોરૂપે જીવ પોતાના અધ્યવસાનથી થાય છે. એ અધ્યવસાન જેમનામાં નથી, તે બધા મુનિઓ શુભાશુભ કર્મથી લેપાતા નથી. [સ.૨૬૬-૭૦]

બુદ્ધિ, વ્યવસાય, અધ્યવસાન, મતિ, વિજ્ઞાન, ચિત્ત, ભાવ, પરિણામ — એ બધા શબ્દો એકાર્થક સમજવા. [સ.૨૭૧]

પારમાર્થિક દૃષ્ટિ

આ પ્રમાણે વ્યાવહારિક દૃષ્ટિબિંદુનો પારમાર્થિક દૃષ્ટિબિંદુથી પ્રતિષેધ થાય છે. જે મુનિઓ પારમાર્થિક દૃષ્ટિબિંદુનું અવલંબન કરે છે, તેઓ નિર્વાણ પામે છે. કોઈ માણસ જિનવરોએ ઉપદેશેલાં વ્રત, સમિતિ, ગુપ્તિ, શીલ, તપ વગેરે આચરતો હોય, અને છતાં મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાની જ હોય, તો તે મુક્ત થવાનો નહિ. શુદ્ધાત્મસ્વરૂપ ઉપર જેને શ્રદ્ધા નથી, અને તેથી મોક્ષતત્ત્વની જેને શ્રદ્ધા નથી, એવો અભવ્ય પુરુષ શાસ્ત્રોનો ગમે તેટલો પાઠ કરે, પણ તેથી તેને કાંઈ લાભ થતો નથી. કારણ કે, તે કામકામી જીવ ધર્મ ઉપર શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ વગેરે જે કાંઈ કરે છે, તે ભોગનિમિત્તે કરે છે; કર્મના ક્ષય નિમિત્તે નહિ. વ્યવહારમાં તો આચારાંગાદિ શાસ્ત્રોને જ્ઞાન કહેવામાં આવે છે; જીવાદિને દર્શન[1] કહેવામાં આવે છે; અને છ જીવવર્ગોની રક્ષાને ચારિત્ર કહેવામાં આવે

---

૧. 'દર્શનનો આશ્રય –'વિષય – હોવાથી દર્શન'.— ટીકા.

છે; પરંતુ, વાસ્તવિક રીતે આત્મા એ જ મારું જ્ઞાન છે; આત્મા એ જ મારું દર્શન અને ચારિત્ર છે; આત્મા એ જ મારું પચ્ચખ્ખાણ[1] છે; તથા આત્મા એ જ મારો સંવર અને યોગ છે. [સ.૨૭૨-૭]

જેમ શુદ્ધ સ્ફટિકમણિ પરિણામસ્વભાવી હોવા છતાં પોતાની મેળે લાલ વગેરે રંગોરૂપે નથી પરિણમતો; કે પોતાની મેળે લાલ વગેરે રંગોરૂપે પરિણમવાનું નિમિત્ત નથી થતો; પરંતુ તેની પાસે બીજી કોઈ રંગિત વસ્તુ આવે, તો પોતાના શુદ્ધ સ્વરૂપથી ચ્યુત થઈ, તે વસ્તુના રંગરૂપે તે પરિણમે છે; તેમ શુદ્ધ આત્મા પોતે પરિણામસ્વભાવી હોવા છતાં, પોતાની મેળે રાગાદિ ભાવોરૂપે નથી પરિણમતો; કે પોતાની મેળે રાગાદિ પરિણામનું નિમિત્ત નથી થતો; પરંતુ પરદ્રવ્ય એવું જે જડકર્મ, તે રાગાદિરૂપે પરિણમી આત્માના રાગાદિભાવોનું નિમિત્ત થાય છે; અને (શુદ્ધ સ્વભાવથી ચ્યુત થનારો અવિવેકી) આત્મા તે રાગાદિ ભાવોરૂપે પરિણમે છે. આત્મા પોતે પોતાની મેળે રાગ, દ્વેષ, મોહ કે કષાય વગેરે ભાવો કરતો નથી; તેથી તે ભાવોનો તે કર્તા નથી. જે વિવેકી પુરુષ સ્વ-સ્વભાવ જાણે છે, તે કર્મોદયને નિમિત્તે થતા ભાવોને પોતાનાથી પર જાણી, તે-રૂપે પરિણમતો નથી — તેમને પોતાના માનતો નથી — તે તેમનો માત્ર જ્ઞાતા રહે છે. પરંતુ જે અજ્ઞાની તે રાગાદિને પર ન જાણતો તેમને પોતારૂપ માને છે, કે તે-રૂપે પરિણમે છે, તે ફરી પણ બંધાય છે. એટલે કે, જે આત્મા

1. 'પ્રત્યાખ્યાન'-કશું ત્યાગવાનો નિયમ.

રાગ, દ્વેષ, કષાયાદિરૂપી જડ કર્મ ઉદયમાં આવતાં સ્વભાવચ્યુત થઈ, તે કર્મના ઉદય નિમિત્તે થતા રાગાદિ-ભાવોને પોતારૂપ માની તે–રૂપે પરિણમે છે, તે ફરી પાછાં રાગાદિ પરિણામો ઉપજાવનારાં જડ કર્મો બાંધે છે. [સ.૨૭૮-૮૨]

**આત્મા બંધનો કર્તા નથી**

આ ઉપરથી જણાશે કે, કર્મબંધનનું કારણ રાગાદિ છે; અને રાગાદિનું કારણ વસ્તુતાએ કર્મોનો ઉદય કે પરદ્રવ્ય છે; જ્ઞાની આત્મા પોતે નહિ. શાસ્ત્રમાં અપ્રતિક્રમણ અને અપ્રત્યાખ્યાનના ભાવ અને દ્રવ્ય એમ બે ભેદો બતાવ્યા છે,[૧] તેથી પણ એ જ સિદ્ધ થાય છે કે, આત્મા પોતે રાગાદિ ભાવોનો કર્તા નથી. "શાસ્ત્રમાં દરેક દોષને દ્રવ્ય અને ભાવ એમ બે રૂપે બતાવ્યો છે, તેનો અર્થ જ એ કે, જીવગત કોઈ પણ વિભાવદોષ ઉત્પન્ન થવાનું કારણ પરદ્રવ્ય છે. જેમકે, ભાવ–અપ્રતિક્રમણ દોષનું કારણ દ્રવ્ય-અપ્રતિક્રમણ છે. જો જીવ પોતે જ પોતાના રાગાદિ વિભાવોનું કારણ હોય, તો દરેક દોષના 'દ્રવ્ય' અને 'ભાવ' એવા ભેદ પાડવાનો અર્થ ન રહે; ઉપરાંત બીજે દોષ એ

૧. બાહ્ય જડ પદાર્થ — વિષય — એ 'દ્રવ્ય' છે; અને તેનાથી થતો જીવગત રાગાદિભાવ એ 'ભાવ' છે. પૂર્વે અનુભવેલા વિષયનો અત્યાગ — તેમાં મમતા, એ દ્રવ્ય–અપ્રતિક્રમણ છે; અને તે વિષયના અનુભવથી થયેલા ભાવોમાં મમતા — તેનો અત્યાગ — એ ભાવ-અપ્રતિક્રમણ છે. ભાવિ વિષયોના અનુભવથી થવાના ભાવોમાં મમતા તે ભાવ-અપ્રત્યાખ્યાન.

પણ આવે કે, આત્મા પોતે જ રાગાદિ વિભાવોનું કારણ હોય, તો તે નિત્ય હોવાથી હંમેશ તેમ કરતો જ રહે; એટલે કદી મુક્તિનો જ પ્રસંગ ન આવે."[1] માટે, રાગાદિ વિભાવોનું કારણ દ્રવ્યકર્મ છે કે જે પરદ્રવ્ય છે. જે અવિવેકી આત્માને વિવેકજ્ઞાન નથી, અને તેથી જે પરદ્રવ્યમાં અને તેને નિમિત્તે થયેલા ભાવોમાં અહં–મમત્વ–બુદ્ધિ રાખે છે, તે ફરી પાછો નવાં કર્મો બાંધે છે. પરંતુ જે વિવેકીને વિવેકજ્ઞાન થયું છે, તે પરદ્રવ્યને[2] પોતાનાથી ભિન્ન માને છે; તથા તેમાં રાગાદિ કરતો નથી. તેથી તેને નિમિત્ત થતા દોષોનો પણ પોતાને કર્તા માનતો નથી. [સ.૨૮૬-૭] જ્યાં સુધી આત્મા 'દ્રવ્ય' અને 'ભાવ' એમ બંને પ્રકારે પરદ્રવ્યનું પ્રતિક્રમણ અને પ્રત્યાખ્યાન નથી કરતો, અને પોતાના કેવળ સ્વરૂપમાં સ્થિત નથી થતો, ત્યાં સુધી તે નવું કર્મ બાંધ્યે જ જાય છે. [સ.૨૮૩-૫]

---

૧. અવતરણનો ભાગ મૂળમાં નથી.

૨. મૂળમાં આધાકર્મિક અને ઔદ્દેશિક એવા દોષિત અન્નના પ્રકારોનો નિર્દેશ છે.

૯

# મોક્ષ

કોઈ પુરુષ બહુ લાંબા વખતથી કેદમાં પુરાયો હોય, અને પોતાના બંધનનો તીવ્ર કે મંદ સ્વભાવ, તેમજ તેનો કાળ બરાબર જાણતો હોય; પરંતુ જ્યાં સુધી તે પોતાના બંધનને વશ રહી, તેનો છેદ ન કરે, ત્યાં સુધી તે લાંબા વખતે પણ છૂટો ન થઈ શકે. તે જ પ્રમાણે કોઈ માણસ પોતાના કર્મબંધનનો પ્રદેશ, સ્થિતિ, પ્રકૃતિ તેમજ પ્રભાવ[1] (અનુભાગ) જાણતો હોય, તોપણ તેટલા માત્રથી તે તેમાંથી છૂટી ન શકે. પરંતુ તે જ માણસ જો રાગાદિ દૂર કરી શુદ્ધ થાય, તો તેમાંથી છૂટી શકે છે. માત્ર બંધનો વિચાર કરવાથી તેમાંથી છુટાય નહિ; તેને માટે તો બંધનો તેમજ આત્માનો સ્વભાવ જાણી, બંધથી વિરક્ત થવું જોઈએ; ત્યારે કર્મમાંથી છુટાય. [સ.૨૮૮-૯૩]

---

૧. તેમના અર્થ માટે જુઓ પા. ૭૭, નાં. ૧.

વિવેક  જીવ અને બંધને, દરેકનાં ભિન્ન ભિન્ન લક્ષણો બરાબર જાણી પ્રજ્ઞારૂપી છરી વડે જુદાં પાડવામાં આવે, તો જ તે છૂટાં થાય. પછી, બંધને છેદી છૂટો પાડી નાખવો અને આત્માને ગ્રહણ કરવો. આત્માને કેવી રીતે ગ્રહી શકાય? જેમ પ્રજ્ઞા વડે તેને જુદો પાડ્યો, તેમ પ્રજ્ઞા વડે જ તેને ગ્રહણ કરવો. જેમકે: 'જે ચેતનસ્વરૂપ છે, તે હું છું; જે દ્રષ્ટા છે, તે હું છું; જે જ્ઞાતા છે, તે હું છું; બાકીના જે બધા ભાવો છે, તે મારાથી ભિન્ન છે.' શુદ્ધ આત્માને જાણનારો ડાહ્યો પુરુષ, સર્વ ભાવોને પરકીય જાણ્યા બાદ, તેમને કેવી રીતે પોતાના માને? [સ.૨૯૪-૩૦૦]

'અમૃતકુંભ'  જે માણસ ચોરી વગેરે અપરાધો કરે છે, તે 'મને કોઈ પકડશે' એ પ્રમાણે શંકિત થઈને લોકમાં ફરે છે. પરંતુ જે અપરાધી નથી, તે નિઃશંક થઈને જનપદમાં ફરે છે. તેમ, જો હું સાપરાધ હોઉં, તો પકડાઈશ–બંધાઈશ એવી શંકા થાય; પરંતુ જો હું નિરપરાધ હોઉં, તો પછી હું નિર્ભય છું; કેમકે મને કોઈ બાંધવાનું નથી. સંસિદ્ધિ, રાધ, સિદ્ધિ, સાધિત, આરાધિત, એ શબ્દો એકાર્થક છે. રાધ એટલે શુદ્ધ આત્માની સિદ્ધિ—પ્રાપ્તિ. જેને એ નથી, તે આત્મા અપ-રાધ (મુક્ત) એટલે કે સાપરાધ છે. પરંતુ જે નિરપરાધ અથવા રાધયુક્ત છે, તે નિર્ભય છે. 'હું શુદ્ધ આત્મા છું.' એવું તે નિશ્ચય જ્ઞાનનો હોવાથી, શુદ્ધાત્મસિદ્ધિરૂપી આરાધના તેને હંમેશ હોય છે, એ શુદ્ધાત્મસિદ્ધિ વિનાની (જૂના પ્રાયશ્ચિત્તાદિ ગ્રંથોમાં કહેલી)

જે શુદ્ધિ કે સાધના[1] છે, તે વિષકુંભ જ છે; જ્યાં સુધી તે બધામાં કર્તૃત્વબુદ્ધિ છે, ત્યાં સુધી શુદ્ધાત્માની પ્રાપ્તિ નથી જ. શુદ્ધ આત્મા તે બધાથી રહિત — પર — છે. તેમાં સ્થિત થવું એ જ સાચી આરાધના છે. પેલી બધી કહેવાતી શુદ્ધિ કે સાધના વિનાની શુદ્ધાત્મસ્વરૂપમાં સ્થિતિ, તે જ અમૃતકુંભ છે. [સ.૩૦૧-૭]

---

૧. વ્યવહારસૂત્રમાં કહેલું છે કે, 'પ્રતિક્રમણ (કરેલા દોષનું નિરાકરણ); પ્રતિસરણ (સમ્યક્ત્વાદિ-ગુણોમાં પ્રેરણ); પ્રતિહરણ (મિથ્યાત્વ-રાગાદિ-દોષોનું નિવારણ); ધારણા (ચિત્તસ્થિરીકરણ); નિવૃત્તિ (વિષયકષાયોમાંથી ચિત્તનું નિવર્તન); નિંદા (પોતાની શાખે દોષપ્રકટન); ગર્હા (ગુરુની શાખે દોષપ્રકટન); અને શુદ્ધિ (પ્રાયશ્ચિત્તાદિ વડે વિશુદ્ધિકરણ) — એ બધાં અમૃતકુંભ છે; અને તેથી ઊલટી દશા એ વિષકુંભ છે.' પરંતુ, અહીં તો પારમાર્થિક દૃષ્ટિને અવલંબીને પ્રતિક્રમણાદિને જ વિષકુંભ કહ્યાં છે. કારણકે, જ્યાં સુધી એ બધું કરવાપણું કે, તે કરવાની કર્તાપણાની બુદ્ધિ છે, ત્યાં સુધી શુદ્ધાત્મસ્વરૂપની અપ્રાપ્તિ જ છે. અને જ્યાં શુદ્ધ આત્મસ્વરૂપ નથી, ત્યાં તે સ્થિતિને અમૃતકુંભ શી રીતે કહેવાય? અલબત્ત, તે ઉપરથી એમ નથી કહેવાનું કે, એ પ્રતિક્રમણાદિની જરૂર નથી. તે બધાંની જરૂર તો છે જ; પરંતુ તેમાં જ કૃતાર્થતા નથી — એ બાબત ઉપર ભાર દેવા જ મૂળમાં આ રીતે કથન કર્યું છે.

## ૧૦

## સર્વવિશુદ્ધજ્ઞાન.

આત્માનું કર્તૃત્વ શી રીતે ?

કોઈ પણ દ્રવ્ય, પોતે જુદા જુદા ગુણોવાળાં જે પરિણામો પામે છે, તેમનાથી ભિન્ન નથી હોતું. જેમ સોનું પોતાનાં કડું વગેરે પરિણામોથી ભિન્ન નથી હોતું તેમ. તે પ્રમાણે, જીવ તથા અજીવ દ્રવ્યનાં જે પરિણામો સૂત્રમાં બતાવ્યાં છે, તે પરિણામોથી તે તે દ્રવ્ય અન્ય નથી. આત્મા બીજા કશાથી ઉત્પન્ન નથી થયો; તેથી તે કોઈ અન્યનું કાર્ય નથી. તે જ પ્રમાણે તે બીજા કોઈને ઉત્પન્ન કરતો નથી; તેથી કોઈ બીજાનું કારણ નથી. તેથી, વસ્તુતાએ જીવને જડ કર્મનો કર્તા કહેવો એ સંભવતું નથી; છતાં આપણે નિયમથી જોઈએ છીએ કે, કર્મને કારણે કર્તા (આત્મા) વિવિધ ભાવોરૂપે ઉત્પન્ન થાય છે; અને કર્તાના ભાવોને કારણે કર્મો જ્ઞાનાવરણીયાદિરૂપે ઉત્પન્ન

થાય છે; એ સિવાય બીજી કોઈ રીતે તેમની સિદ્ધિ થઈ શકે તેમ પણ નથી. તો તેનો ખુલાસો શો?

એ વાત સાચી છે કે, આત્મા પ્રકૃતિ (એટલે કે કર્મ અને તેનાં ફળ)ને કારણે[1] વિવિધ વિભાવોરૂપે ઉત્પન્ન થાય છે કે નાશ પામે છે; તે પ્રમાણે પ્રકૃતિ પણ આત્માના તે વિભાવોને કારણે (જ્ઞાનાવરણીયાદિ કર્મરૂપે) ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. જ્યાં સુધી અજ્ઞાનને લીધે આત્મા પ્રકૃતિ અને તેનાં ફળોમાંથી અહં-મમ-બુદ્ધિનો ત્યાગ નથી કરતો, ત્યાં સુધી તે અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ અને અસંયમી રહે છે; તથા ત્યાં સુધી તેને તે કારણે નવાં કર્મો બંધાતાં રહી, તેનો સંસાર વધતો જાય છે. પરંતુ, જ્યારે વિવેકબુદ્ધિ પ્રાપ્ત કરી, તે અનંત કર્મફળોમાંથી અહં-મમ-બુદ્ધિ તજી દે છે, ત્યારે તે વિમુક્ત, જ્ઞાયક, દર્શક અને મુનિ (એટલે કે સંયત) થાય છે. [સ.૩૦૯-૧૫]

અજ્ઞાની પ્રકૃતિસ્વભાવમાં સ્થિત થઈને કર્મફળ ભોગવે છે; પરંતુ જ્ઞાની ઉદયમાં આવેલ કર્મફળને જાણે છે, પણ ભોગવતો નથી. સાપ ગોળવાળું ગળ્યું દૂધ રોજ પીવા છતાં જેમ ઝેરી મટતો નથી, તેમ અજ્ઞાની સારી પેઠે શાસ્ત્રો ભણવા છતાં પ્રકૃતિને[2] ત્યાગતો નથી. પરંતુ, નિર્વેદયુક્ત બનેલો જ્ઞાની કર્મનાં સારાંમાઠાં અનેકવિધ ફળ

---

૧. મૂળ अर्थम् છે. 'અજ્ઞાનથી તેને અને તેનાં પરિણામને પોતારૂપ માનીને'. — ટીકા૦

૨. 'કર્મને અને કર્મફળને'. 'ત્યાગતો નથી', એટલે કે તેમાંથી અહં-મમ-બુદ્ધિ ત્યાગતો નથી.— ટીકા૦

જાણે છે, પણ તેમાં અહં-મમ-બુદ્ધિ ન કરતો હોવાથી તેમને ભોગવતો નથી. જેમ નેત્ર સારાનરસા પદાર્થો જુએ છે, પણ તેથી તેમનું કર્તાભોક્તા નથી; તેમ જ્ઞાની પણ બંધ, મોક્ષ, કર્મનો ઉદય અને ક્ષય (નિર્જરા) જાણે છે; પરંતુ તેમાં અહં-મમ-બુદ્ધિ ન હોવાથી તેમને કરતો-ભોગવતો નથી.[1] [સ.૩૧૯-૨૦] વસ્તુસ્વરૂપનું જેમને જ્ઞાન નથી, એવા અજ્ઞ લોકો પરદ્રવ્યને પોતાનું કહીને ભલે વ્યવહાર કરે; પરંતુ જ્ઞાની પુરુષ તો જાણે છે કે, તેમાં પરમાણુમાત્ર પણ મારું નથી. મિથ્યાદૃષ્ટિવાળો માણસ જ પરદ્રવ્યને પોતાનું માની (રાગદ્વેષમોહરૂપે પરિણમે છે અને એ રીતે કર્મબંધનો) કર્તા થાય છે.

વાસ્તવિક રીતે જ આત્મા કર્મ અને કર્મફળોનો કર્તા હોય, તો આત્માનો કદી મોક્ષ જ ન થાય. સામાન્ય જનસમુદાય એમ માને છે કે, દેવ, મનુષ્ય, વગેરે પ્રાણીઓનો કર્તા વિષ્ણુ છે. તે જ પ્રમાણે જો શ્રમણોને મતે આત્મા પણ કર્તા હોય, તો પછી લોકોની પેઠે તે શ્રમણોનો પણ મોક્ષ નહિ સંભવે; કારણ કે, (વિષ્ણુ તેમજ આત્મા નિત્ય હોવાથી) દેવ-મનુષ્યાદિ લોક સરજાતો જ રહેવાનો. [સ.૩૨૧-૩]

---

૧. જ્ઞાન થતું એટલે તરત મુક્તિ નથી થઈ જતી. પ્રારબ્ધ-કર્મો ભોગવવાં જ પડે છે; પરંતુ જ્ઞાની તે તે કર્મોના ઉદયને પોતાનાથી ભિન્ન જાણી, તેમાં અહં-મમ-બુદ્ધિ નથી કરતો; તેથી તેને નવાં કર્મોનો બંધ નથી થતો; કે તેમનું સુખદુઃખ તેને નથી વસતું.

**આત્મા સર્વથા અકર્તા નથી**

પરંતુ તે ઉપરથી આત્માને સર્વથા અકર્તા માનવો એ પણ ઠીક નથી. આત્માને સર્વથા અકર્તા ઠરાવવા ઇચ્છનારો (સાંખ્ય) વાદી આત્મામાં અજ્ઞાનથી પણ મિથ્યાત્વાદિ વિભાવો નથી થતા એમ મનાવવા દલીલ કરે છે કે: "મિથ્યાત્વ નામનું જડ કર્મ આત્મામાં મિથ્યાત્વરૂપી વિભાવ ઉત્પન્ન કરે છે એમ માનશો, તો અચેતન પ્રકૃતિને ચેતન જીવના મિથ્યાત્વભાવની કર્તા માનવી પડશે. એ દોષ ટાળવા જો એમ કહો કે, જીવ પોતે મિથ્યાત્વભાવયુક્ત નથી થતો, પણ પુદ્ગલ દ્રવ્યમાં મિથ્યાત્વ ઉત્પન્ન થાય છે, તો પુદ્ગલ દ્રવ્ય મિથ્યાત્વયુક્ત થશે; જીવ નહિ થાય. અને એ તો તમારા શાસ્ત્રથી વિરુદ્ધ છે. એ દોષ ટાળવા એમ કહો કે, જીવ અને પ્રકૃતિ બંને મળીને પુદ્ગલ દ્રવ્યમાં મિથ્યાત્વ કરે છે, તો પણ બંનેએ તે મિથ્યાત્વ કર્યું હોવાથી બંનેને તેનું ફળ ભોગવવું પડશે; અને જડ દ્રવ્ય ફળનો ભોક્તા કેમ કરીને બને? માટે એમ જ માનવું યોગ્ય છે કે, જીવ કે પ્રકૃતિ કોઈ પુદ્ગલ દ્રવ્યનું મિથ્યાત્વ કરતાં નથી; પુદ્ગલ દ્રવ્ય પોતે જ સ્વભાવથી મિથ્યાત્વ આદિ ભાવરૂપે થાય છે. એ જ વસ્તુ સાચી પણ છે. કર્મ જ બધું કરે છે; કર્મ જ આપે છે, અને કર્મ જ બધું લઈ લે છે. જીવો તો અકારક છે. જ્ઞાન, અજ્ઞાન, સૂવું, જાગવું, સુખ, દુઃખ, મિથ્યાત્વ, અસંયમ, ચારે ગતિમાં ભ્રમણ તથા બીજા પણ જે કાંઈ શુભ કે અશુભ ભાવ છે, એ બધું કર્મ વડે જ છે; જીવ તો અકર્તા જ છે. તમારામાં જ આચાર્યપરંપરાગત એવી શ્રુતિ નથી કે, પુરુષવેદ નામનું કર્મ સ્ત્રીની અભિલાષા

કરે છે; અને સ્ત્રીવેદ નામનું કર્મ પુરુષની અભિલાષા કરે છે ? માટે કોઈ જીવ અબ્રહ્મચારી જ નથી; કર્મ જ કર્મની ઇચ્છા કરે છે. તે જ રીતે પરઘાત નામનું કર્મ બીજાને મારે છે; તેથી કોઈ જીવ હિંસક નથી; કારણ કે કર્મ કર્મને મારે છે." આ પ્રમાણે કેટલાક શ્રમણો સાંખ્યસિદ્ધાંત પ્રમાણેનો મત પ્રરૂપે છે. તેમને મતે પ્રકૃતિ જ બધું કરે છે; અને આત્મા તો અકર્તા જ છે. [સ.૩૩૨-૪૦]

તે જ સાંખ્યવાદી વળી આગળ કહે છે: "ઉપર કહેલા દોષો ટાળવા સારુ તમે એમ કહો કે, 'આત્મા, આત્મા વડે જ આત્માને રાગાદિભાવ યુક્ત કરે છે; એટલે અચેતન દ્રવ્ય ચેતન દ્રવ્યમાં પરિણામ કરે છે એમ કહેવું નહિ પડે.' તો તેમાં પણ ઘણા દોષ છે. કારણ કે તમારા મતમાં આત્માને નિત્ય, અને અસંખ્ય પ્રદેશોવાળો જણાવ્યો છે, તેવી વસ્તુને હીન કે અધિક કાંઈ કરી શકાય નહિ. વળી, તમારે મતે આત્મા જ્ઞાયક છે અને જ્ઞાનસ્વભાવમાં સ્થિત છે; તો પછી તે પોતાની મેળે પોતામાં પરિણામો કેમ કરીને કરી શકે ?" [સ.૩૪૧-૪]

**સાંખ્યવાદીને જવાબ**

આ બધા આક્ષેપોનો અને દલીલોનો જવાબ સ્યાદ્વાદ છે. આત્માને નર્યો કર્તા કે નર્યો અકર્તા માનવા જતાં કદી નિરાકરણ આવવાનું નથી. માટે એમ જ કહેવું ઠીક છે કે, આત્મા જ્ઞાનસ્વભાવે અવસ્થિત હોવા છતાં, કર્મથી ઉત્પન્ન થયેલા મિથ્યાત્વ આદિ ભાવોના જ્ઞાનકાળમાં, અનાદિકાળથી જ્ઞેય અને જ્ઞાનના વિવેકજ્ઞાનની શૂન્યતાથી,

પરને આત્મા જાણનાર, તથા ખાસ કરીને અજ્ઞાનસ્વરૂપ પરિણામોનો કરનાર હોવાથી તેને કર્તૃત્વ છે. અને એ ત્યાં સુધી કે, જ્યાં સુધી જ્ઞેય અને જ્ઞાનના વિવેકજ્ઞાનની પૂર્ણતાથી આત્માને જ આત્મા જાણનાર બની અથવા ખાસ કરીને જ્ઞાનરૂપ જે પરિણામ તે રૂપે જ પરિણમી, કેવળ જ્ઞાતા બની, તેને સાક્ષાત્ અકર્તાપણું પ્રાપ્ત થાય.[1]

ક્ષણિકવાદીને જવાબ

એ જ પ્રમાણે સ્યાદ્વાદથી ક્ષણિકવાદીઓના આક્ષેપ પણ ટળી રહે છે. જીવના પર્યાયો બદલાતા જાય છે એ વાત સાચી છે; પરંતુ અમુક અંશ તો કાયમ જ રહે છે. તેથી જે અત્યારે ભોગવે છે, તેણે જ પૂર્વે તે કર્મ કર્યું હતું એમ એકાંતિક કથન કરવું, કે તેણે નહોતું જ કર્યું એમ એકાંતિક કથન કરવું, એ ઠીક નથી. પર્યાયોની અપેક્ષાએ જોવા જાઓ, તો ભોગવનારો જીવ કરનારો નથી જ; અને છતાં દ્રવ્યની અપેક્ષાએ જોવા જાઓ, તો કરનારો જીવ જ અત્યારે ભોગવે છે. માટે, જે જીવ કરે છે, તે જ નથી ભોગવતો, પરંતુ અન્ય કરે છે અને અન્ય ભોગવે છે, એમ કહેનાર મિથ્યાદૃષ્ટિ અને અજૈન છે. [સ.૩૪૫-૮]

---

૧. આ ફકરો મૂળમાં નથી. ટીકાકાર અમૃતદેવ આ સ્થળે તેને ઉમેરે છે. તો જ પૂર્વાપર સંબંધ કંઈક ઘટી શકે છે. આ પછીના ભાગોમાં પણ અનુવાદમાં મૂળની વસ્તુ સ્પષ્ટ કરવા અથવા પૂર્વાપર સંબંધ જણાવવા ટીકાકારોનાં વાક્યોમાંથી ઘણા ઉમેરા કર્યા છે. ઉપોદ્‌ઘાતમાં જણાવ્યા પ્રમાણે આવા અસંબદ્ધ ભાગોને કર્તાએ પૂર્વપરંપરાથી ચાલતા આવેલા શ્લોકોના ગ્રંથમાં કરી લીધેલા ઉમેરા જ ગણવા જોઈએ.

**આત્મા પરદ્રવ્યનો જ્ઞાતા પણ નથી** જેમ ખડી ઘર વગેરેને ધોળાં કરે છે; પરંતુ તેથી તે ઘર વગેરે પરદ્રવ્યની કે તે ઘર વગેરે પરદ્રવ્યરૂપ નથી બની જતી; તે તો પોતે પોતારૂપ જ રહે છે; તેમ આત્મા જે અન્ય દ્રવ્યને જાણે છે, તે અન્ય દ્રવ્યનો કે તે અન્ય દ્રવ્યસ્વરૂપ નથી બની જતો; તે તો પોતે પોતારૂપ જ રહે છે. તે જ પ્રમાણે આત્મા જે અન્ય દ્રવ્યોને જુએ છે, કે ત્યાગે છે કે ગ્રહે છે, તે-રૂપ નથી બનતો; પરંતુ પોતે પોતારૂપ જ રહે છે. જોકે વ્યવહારમાં એમ કહેવાય છે કે, ખડી પોતાના સ્વાભાવથી ઘર વગેરેને ધોળાં કરે છે; તે જ પ્રમાણે જીવ પોતાના ભાવથી પરદ્રવ્યને જાણે છે, જુએ છે, તજે છે કે ગ્રહે છે એમ કહી શકાય. [સ.૩૫૬-૬૫] પરંતુ, પરમાર્થદૃષ્ટિએ તો આત્માને પરદ્રવ્યનો જ્ઞાયક, દર્શક, કે ત્યાજક ન કહી શકાય. કેમકે, પરદ્રવ્યને અને આત્માને કશો સંબંધ જ નથી. જેમ ચાંદની પૃથ્વીને ઉજ્જ્વલ કરે છે; પરંતુ તેથી ચાંદનીને પૃથ્વી સાથે કાંઈ લેવા-દેવા નથી, તેમ જ્ઞાનનો સ્વભાવ હોઈ અન્ય દ્રવ્યનો તેમાં પ્રતિભાસ પડે, તેથી આત્માને પરદ્રવ્યનો જ્ઞાયક ન કહી શકાય. તે તો પોતે જ્ઞાનસ્વરૂપ જ છે; પરદ્રવ્યને અને તેને કશો સંબંધ નથી. [સ.૩૫૬-૬૫]

**આત્મામાં રાગાદિ નથી** ઉપરની વસ્તુ આચારની દૃષ્ટિએ વિચારીએ. મિથ્યાદર્શન, જ્ઞાન અને ચારિત્ર કંઈ અચેતન વિષયોમાં નથી; કે

જેથી વિષયોમાં કાંઈ કરવાનું હોય; કે અચેતન કર્મમાં પણ નથી; કે જેથી તેમાં કાંઈ કરવાનું હોય; કે અચેતન શરીરમાં નથી; કે જેથી તેમાં કાંઈ કરવાનું હોય. જીવના જે ગુણો છે, તે પરદ્રવ્યમાં ક્યાંથી હોય? તેથી, જ્ઞાની વિષયાદિમાં રાગાદિ નથી શોધતો. આત્માના અજ્ઞાનમય પરિણામથી જ રાગાદિ ઉત્પન્ન થાય છે. જ્યારે અજ્ઞાનનો અભાવ થાય, ત્યારે સમ્યગ્દૃષ્ટિ જીવને વિષયોમાં રાગાદિ નથી થતા. આમ વસ્તુતાએ રાગાદિ ભાવો વિષયોમાં પણ નથી; અને સમ્યગ્દૃષ્ટિમાં પણ નથી. એટલે કે, તે છે જ નહિ. જીવની અજ્ઞાન અવસ્થામાં તે છે. તે કાંઈ જુદાં દ્રવ્ય નથી કે જુદાં દ્રવ્યમાં રહેલા નથી; તે તો જીવના અજ્ઞાનભાવથી થાય છે. સમ્યગ્દૃષ્ટિ થઈને તત્ત્વદૃષ્ટિથી જુઓ, તો કાંઈ નથી. બીજું દ્રવ્ય બીજા દ્રવ્યમાં કાંઈ પરિણામ ન નિપજાવી શકે; બધાં દ્રવ્ય પોતાના સ્વભાવ અનુસાર પરિણામ પામે છે. તેથી એમ માનવું કે, પરદ્રવ્ય જીવમાં રાગાદિ ઉત્પન્ન કરે છે, એ પણ ખોટું છે. આત્માના રાગાદિ એ તેનાં જ અશુદ્ધ પરિણામ છે; તેથી પરદ્રવ્ય ઉપર કોપ કરવો નકામો છે. જેમકે, પુદ્ગલ દ્રવ્યો નિંદા કે સ્તુતિનાં વચનોરૂપે પરિણમે છે; પરંતુ તેમને સાંભળીને તું શા માટે ખુશ થાય છે કે ગુસ્સે થાય છે? અને શા માટે માને છે કે તને કાંઈ કહ્યું? પુદ્ગલદ્રવ્ય ભલે શુભાશુભ શબ્દરૂપે પરિણમ્યું; પરંતુ તે જો તારાથી અન્ય છે, તેમ તારાથી તેના ગુણો પણ ભિન્ન છે, તો પછી તને શું થયું, જેથી તું મૂર્ખ ગુસ્સે થાય છે? તે શુભાશુભ શબ્દ તને નથી કહેતા આવતો 'કે તું મને સાંભળ; તેમ તારો આત્મા શ્રોત્રેંદ્રિયગોચર થયેલા શબ્દને ગ્રહણ

કરવા પણ નથી જતો. તે જ પ્રમાણે શુભાશુભ રૂપ પણ તને કહેવા નથી આવતું કે, તું મને જો; તેવું જ શુભાશુભ ગંધ, રસ, સ્પર્શ, ગુણ કે દ્રવ્યનું પણ છે. અલબત્ત, એ તો વસ્તુસ્વભાવ છે કે, દરેક ઇંદ્રિયના વિષય તે તે ઇંદ્રિયના ગોચર તો જરૂર બનવાના; તેમ કરતાં તેમને રોકી શકાવાના નહિ. પરંતુ મૂઢ મનુષ્ય તે બધામાં ઉપશાંત રહેવાને બદલે તે-તે વિષયોને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે. તેનામાં કલ્યાણરૂપ વિવેકબુદ્ધિથી જ નથી. દીપકનો સ્વભાવ છે કે ઘટપટાદિને પ્રકાશવાં; તે પ્રમાણે જ્ઞાનનો સ્વભાવ છે કે જ્ઞેયને જાણવું. પરંતુ, જ્ઞેયને જાણવા માત્રથી જ્ઞાનમાં વિકાર થવાનું કાંઈ કારણ નથી. જ્ઞેયને જાણીને તેને ભલુંબૂરું માની આત્મા રાગી દ્વેષી ઇત્યાદિ થાય છે તે જ અજ્ઞાન છે, અને તે જ કર્મબંધનની જડ છે. માટે પૂર્વે કરેલાં શુભાશુભ અનેક પ્રકારનાં કર્મમાંથી એટલે તેને કારણે થતા ભાવોમાંથી આત્માને તું છોડાવ; અર્થાત્ તેમને પોતાનાથી પર માની, તેમાં અહં-મમ-બુદ્ધિ કરવાને બદલે સ્વ-સ્વભાવમાં સ્થિત થા. તેનું નામ જ પ્રતિક્રમણ છે. તે જ પ્રમાણે આગામી કર્મ કે તેના કારણભૂત ભાવોમાંથી જાતને છોડાવવી તેનું નામ જ પ્રત્યાખ્યાન છે; તથા વર્તમાન દોષમાંથી જાતને છોડાવવી — તેનું નામ જ આલોચના છે. આમ ત્રણ કાળ સંબંધી કર્મોથી આત્માને ભિન્ન જાણવો, શ્રદ્ધવો અને અનુભવવો એ જ સાચું પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન અને આલોચના છે. અને એ જ વાસ્તવિક ચારિત્ર છે. [સ.૩૬૬-૮૬]

અજ્ઞાન — શુદ્ધ જ્ઞાનથી અન્ય જે ભાવ, તેમાં અહં–મમ–બુદ્ધિ તેનું નામ જ અજ્ઞાન. તેના બે પ્રકાર છે: કર્મચેતના અને કર્મફલચેતના. જ્ઞાનથી અન્ય ભાવોમાં એવું અનુભવવું કે, 'આને હું કરું છું' એ કર્મચેતના; અને એવું અનુભવવું કે 'આને હું ભોગવું છું' એ કર્મફલચેતના. એ બંને અજ્ઞાનચેતના છે અને સંસારનું બીજ છે. જે પુરુષ પૂર્વકાલમાં અજ્ઞાનભાવથી કરેલાં કર્માનાં ફલોને સ્વામી થઈને નથી ભોગવતો, તથા પોતાના વાસ્તવિક આત્મસ્વરૂપમાં જ તૃપ્ત રહે છે, તેવો સર્વ–કર્મ–સંન્યાસી તેમજ સર્વ–કર્મ–ફલ–સંન્યાસી પોતાના શુદ્ધ જ્ઞાનસ્વભાવને પ્રાપ્ત કરે છે. તે જ્ઞાન એટલે શાસ્ત્રગત જ્ઞાન નહિ; એ ગ્રંથો તો અચેતન છે; તે કશું જાણતા નથી; માટે જ્ઞાન અન્ય છે અને શાસ્ત્ર અન્ય છે. તે જ પ્રમાણે શબ્દ, રૂપ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ પણ જ્ઞાન નથી; કારણ કે તે બધાં પણ કશું જાણતાં નથી; તે જ પ્રમાણે કર્મ, ધર્મ, અધર્મ, કાલ અને આકાશ એ પણ જ્ઞાન નથી; અધ્યવસાન પણ જ્ઞાન નથી; કારણ કે તે તો અચેતન છે. આત્મા પોતે જ જ્ઞાન છે. જ્ઞાન જ્ઞાયકથી અભિન્ન છે; આત્મા અને જ્ઞાન એક છે. એ આત્મા જ સમ્યગ્દૃષ્ટિ, સંયમ, શાસ્ત્રજ્ઞાન, ધર્મ, અધર્મ, કે સંન્યાસ એ બધું છે; ડાહ્યા પુરુષો તેને જ ગ્રહણ કરે છે. [સ.૩૯૦-૪૦૪]

આમ જેની અમૂર્ત શુદ્ધ આત્મામાં સ્થિતિ છે, તે કર્મ–નોકર્મરૂપ પુદ્ગલ દ્રવ્યનો આહાર (ગ્રહણ) કેમ કરે? કારણકે, પુદ્ગલદ્રવ્ય તો મૂર્ત છે. આત્માના પ્રાયોગિક

(કર્મસંયોગજનિત) કે વૈસ્રસિક (સ્વાભાવિક) કોઈ ગુણથી પરદ્રવ્યનું ગ્રહણ કે ત્યાગ થઈ શકતાં નથી. માટે વિશુદ્ધ આત્મા જડ–ચેતન દ્રવ્યોમાંથી કોઈને ગ્રહણ કરતો કે ત્યાગતો નથી. [૪૦૫-૭]

સાચો મોક્ષમાર્ગ આવી જ્યાં વસ્તુસ્થિતિ છે, ત્યાં મૂઢ લોકો સાધુસંપ્રદાયોનાં કે ગૃહસ્થીઓનાં જુદાં લિંગો (ચિહ્ન–વેષ ઇત્યાદિ) ધારણ કરી એમ માને છે કે, આ લિંગ એ જ મોક્ષમાર્ગ છે — એ કેવી મૂઢતા છે? કોઈ પણ બાહ્ય લિંગ મોક્ષનો માર્ગ શી રીતે હોઈ શકે? કારણકે, અર્હતો તો દેહનું પણ મમત્વ છોડી, સર્વ લિંગો તજી, દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ મોક્ષમાર્ગને સેવે છે. માટે એ બધાં સાધુ કે ગૃહસ્થીનાં લિંગો છોડી, જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપી મોક્ષમાર્ગમાં જ જાતને જોડો. જિનોએ એ જ મોક્ષમાર્ગ વર્ણવ્યો છે. તે મોક્ષમાર્ગમાં આત્માને સ્થાપી, તેનું જ ધ્યાન કરો, તેનું જ ચિંતન કરો, અને ત્યાં જ હંમેશાં વિચરો; અન્ય દ્રવ્યોમાં વિહરવાનું છોડી દો. જેઓ સાધુ કે ગૃહસ્થનાં બહુ પ્રકારનાં બાહ્ય લિંગોમાં મમત્વ કરે છે, તેઓ 'સમયસાર' (પરમાર્થરૂપ આત્મા કે, આ ગ્રંથનું રહસ્ય) જાણતા નથી. વ્યાવહારિકદૃષ્ટિ તો મોક્ષમાર્ગમાં મુનિ અને શ્રાવક એમ બે લિંગો વર્ણવે છે; પરંતુ પારમાર્થિકદૃષ્ટિ તો મોક્ષમાર્ગમાં કોઈ પણ લિંગ ઇચ્છતી નથી. [સ.૪૦૮-૧૪]

જે આ 'સમયપ્રાભૃત'ને ભણીને, તથા અર્થ અને તત્ત્વથી તેને જાણીને, તેના અર્થમાં સ્થિત થશે, તે ઉત્તમ સુખરૂપ થશે. [સ.૪૧૫]

## સુભાષિતો

### समयसार

णाणगुणेग विहीणा एयं तु पयं वहूवि ण लहंति ।
तं गिण्ह णियदमेदं जदि इच्छसि कम्मपरिमोक्खं ॥

નિર્વિકાર પરમાત્મતત્ત્વના જ્ઞાન વિના આ પરમ પદને ગમે તેટલાં તપસાધન કરવા છતાં કોઈ મેળવી શકતું નથી. માટે, તારે જો કર્મબંધનમાંથી મુક્તિ જોઈતી હોય, તો તેનો જ સ્વીકાર કર. [૨૦૫]

एदम्हि रदो णिच्चं संतुट्ठो होहि णिच्चमेदम्हि ।
एदेण होहि तित्तो होहदि तुह उत्तमं सोक्खं ॥

તારે જો પારમાર્થિક સુખ જોઈતું હોય, તો એ પરમાત્મતત્ત્વમાં જ નિત્ય લીન રહે, તેમાં જ નિત્ય સંતુષ્ટ થા, અને તેમાં જ નિત્ય તૃપ્ત રહે. [૨૦૬]

जह बंधे चिंततो बंधणबद्धो ण पावइ विमोक्खं ।
तह बंधे चिंततो जीवो वि ण पावइ विमोक्खं ॥

કોઈ માણસને લાંબા વખતથી બંધનમાં નાખ્યો હોય; તે માણસ તે બંધ વિષે ગમે તેટલા વિચાર કર્યા કરે, પણ તેથી તેમાંથી છૂટો થઈ શકે નહિ; પરંતુ તે બંધને કોઈ કાપે, તો જ તેમાંથી મુક્ત થઈ શકે, તે જ પ્રમાણે સંસારબદ્ધ જીવનું પણ સમજવું. [૨૯૧]

बंधाणं च सहावं वियाणिओ अप्पणो सहावं च ।
बंधेसु जो विरज्जदि सो कम्मविमोक्खणं कुणइ ॥

બંધનું સ્વરૂપ તથા આત્માનું સ્વરૂપ જાણીને, જે માણસ બંધનથી વિરક્ત થાય છે, તે પોતાની મુક્તિ સાધી શકે છે. [૨૯૩]

कह सो घिप्पइ अप्पा पण्णाए सो उ घिप्पए अप्पा ।
जह पण्णाइ विहत्तो तह पण्णाएव घित्तव्वो ॥

એ આત્માનું જ્ઞાન પ્રજ્ઞા વડે જ થઈ શકે. ફેર પ્રજ્ઞા વડે આત્માને અન્ય દ્રવ્યોમાંથી છૂટો પાડવો. એનો અર્થ જ તેને જાણવો. [૨૯૬]

पण्णाए घित्तव्वो जो दट्ठा सो अहं तु णिच्छयदो ।
अवसेसा जे भावा ते मज्झ परे त्ति णायव्वा ॥

પ્રજ્ઞા વડે અનુભવવું જોઈએ કે, જે દ્રષ્ટા છે, તે જ હું છું; બીજા બધા જે ભાવો છે, તે મારાથી પર છે. [૨૯૮]

अमुहं मुहं च रूवं ण तं भणइ पिच्छ मंति सो चेय ।
ण य एइ विणिग्गहिउं चक्खुविसयमागयं रूवं ॥
एयं तु जाणिऊण उवसमं णेव गच्छई मूढो ।
णिग्गहमणा परस्स य सयं च बुद्धिं सिवमपत्तो ॥

શુભાશુભ રૂપ આવીને તને કહેતું નથી કે, તું મને જો; તેમ જ તને ચક્ષુની નજરે પડતું પણ રોકી શકાય તેમ નથી. પરંતુ તું અહિતકારી બુદ્ધિવાળો બનીને તેને સ્વીકારવા–ત્યાગવાનો વિચાર શા માટે કર્યા કરે છે, અને શાંત રહેતો નથી ? [૩૭૬,૩૮૨]

पासंडीलिंगाणि व गिहलिंगाणि व बहुप्पयाराणि ।
घित्तुं वदंति मूढा लिंगमिणं मोक्खमग्गोत्ति ॥
ण वि एस मोक्खमग्गो पाखंडीगिहिमयाणि लिंगाणि ।
दंसणणाणचरित्ताणि मोक्खमग्गं जिणा बिंति ॥

જુદા જુદા સંપ્રદાયનાં સંન્યાસીનાં કે ગૃહસ્થીઓનાં ચિહ્નો ધારણ કરીને મૂઢ લોકો માને છે કે, એવો વેષ ધારણ કરવો એ જ મોક્ષમાર્ગ છે. પરંતુ બાહ્ય વેષ એ કાંઈ મોક્ષમાર્ગ નથી. જિનોએ તો સ્પષ્ટ જણાવ્યું છે કે, દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ જ મોક્ષમાર્ગ છે. [૪૦૮,૪૧૦]

मोक्खपहे अप्पाणं ठवेहि तं चेव झाहि तं चेय ।
तत्थेव विहर णिच्चं मा विहरसु अण्णदव्वेसु ॥

તે મોક્ષમાર્ગમાં જ તારા આત્માને સ્થાપિત કરી તેનું જ ધ્યાન ધર, અને તેનું જ આચરણ કર; અન્ય દ્રવ્યોમાં વિહરવાનું છોડી દે. [૪૧૨]

## प्रवचनसार

**વિષયસુખ :**

जदि संति हि पुण्णाणि य परिणामसमुब्भवाणि विविहाणि ।
जणयंति विसयतण्हं जीवाणं देवदंताणं ॥

વિવિધ સુખો પ્રાપ્ત થવાની ઇચ્છાથી અનેક પુણ્યો કર્યાં હોય, તો તેને પ્રભાવે દેવવર્ગ સુધીના જીવોને (તે તે પદાર્થો પ્રાપ્ત થાય છે તથા સાથે સાથે તે) વિષયો માટે તૃષ્ણા ઊભી થાય છે. [૧,૭૪]

ते पुण उदिण्णतण्हा दुहिदा तण्हाहि विसयसोक्खाणि ।
इच्छंति अणुहवंति य आमरणं दुक्खसंतत्ता ॥

જાગેલી તૃષ્ણાઓવાળા તે જીવો તૃષ્ણાથી દુઃખિત થઈને, પછી વિષયસુખની ઇચ્છા કરે છે અને મરતા સુધી તૃષ્ણાના દુઃખથી સંતપ્ત થઈ ને સુખો અનુભવ્યા કરે છે. [૧,૭૫]

सपरं बाधासहिदं विच्छिण्णं बंधकारणं विसमम् ।
जं इंदिएहि लद्धं तं सोक्खं दुक्खमेव तधा ॥

પરંતુ, ઇંદ્રિયોથી પ્રાપ્ત થતું સુખ દુઃખરૂપ જ છે; કારણકે, ઇંદ્રિયસુખ હમેશાં પરાધીન હોય છે, વિઘ્નયુક્ત હોય

છે, વિનાશી હોય છે, બંધનું કારણ હોય છે તથા અનૃમિકર હોય છે. [૧,૭૬]

एगंतेण हि देहो सुहं ण देहिस्स कुणइ सग्गेवा ।

विसयवसेण दु सोक्खं दुक्खं वा हवदि सयमादा ॥

દેહ તો કદી આ લોકમાં કે સ્વર્ગમાં જીવને સુખ આપતો નથી; પોતાને પ્રિય કે અપ્રિય વિષયો પામીને આત્મા પોતે જ સુખ કે દુઃખભાવે પરિણમે છે. [૧,૬૬]

पप्पा इट्ठे विसये फासेहि समस्सिदे सहावेण ।

परिणममाणो अप्पा सयमेव सुहं ण हवदि देहो ॥

ઇંદ્રિયોને આશ્રિત એવા પ્રિય વિષયો પામીને સ્વભાવથી જ સુખરૂપે પરિણામ પામતો આત્મા જ સુખરૂપ બને છે; દેહ સુખરૂપ નથી. [૧,૬૫]

## હિંસા–અહિંસા

मरदु व जिवदु व जीवो अयदाचारस्स णिच्छिदा हिंसा ।

पयदस्स णत्थि बंधो हिंसामेत्तेण समिदीसु ॥

જીવ મરે કે ન મરે તો પણ, જે સાધક પ્રમાદપૂર્વક આચરણ કરે છે, તેને જીવહિંસા અચૂક લાગે છે; પરંતુ જે સાધક અપ્રમાદી છે, તે કાળજીપૂર્વક આચરણ કરતો હોય છતાં તેનાથી જીવહિંસા થઈ જાય, તો તેને તેનું પાપ લાગતું નથી. [૩,૧૭]

अयदाचारो समणो छस्सुवि कायेसु बंधगोत्ति मदो ।

चरदि जदं जदि णिच्चं कमलं व जले णिरुवलेवो ॥

જે મુનિ પ્રાણનું મરે કે ન મરે તેની દરકાર રાખ્યા વિના પ્રવૃત્તિ કરે છે, તેના વડે કોઈ પણ જીવ મરે કે ન મરે તો પણ તેને છએ કાયનાં જીવોની હિંસાનું પાપ લાગે છે; પરંતુ, જો તે કાળજીપૂર્વક પ્રવૃત્તિ કરતો હોય, તો તેનાથી કોઈ મરે તો પણ તે બાબતમાં કર્મથી તે નિર્લેપ રહે છે. [૩.૧૮]

અપરિગ્રહ

हवदि व ण हवदि बंधो मदे हि जीवेऽध कायचेट्ठम्मि ।
बंधो धुवमुवधीदो इदि समणा छंडिया सव्वं ॥

શરીરપ્રવૃત્તિ કરતાં જીવ મરે તો બંધ થાય કે ન પણ થાય; પરંતુ પરિગ્રહથી તો બંધ થાય જ. માટે જ શ્રમણો બધા પરિગ્રહનો ત્યાગ કરે છે. [૩,૧૯]

ण हि णिरवेक्खो चाओ ण हवदि भिक्खुस्स आसयविसुद्धी ।
अविसुद्धस्स य चित्ते कहं णु कम्मक्खओ विहिओ ॥

જ્યાં સુધી નિરપેક્ષ ત્યાગ ન કરવામાં આવે, ત્યાં સુધી ચિત્તશુદ્ધિ ન થઈ શકે; અને જ્યાં સુધી ચિત્તશુદ્ધિ નથી, ત્યાં સુધી કર્મક્ષય કેવી રીતે થઈ શકે ? [૩.૨૦]

किध तम्मि णत्थि मुच्छा आरंभो वा असंजमो तस्स ।
तध परदव्वम्मि रदो कधमप्पाणं पसाधयदि ॥

જેને પરિગ્રહ છે, તેનામાં આસક્તિ, આરંભ કે અસંયમ કેમ ન હોય ? તેમજ જ્યાં સુધી પરદ્રવ્યમાં આસક્તિ છે, ત્યાં સુધી આત્માનું સાધન શી રીતે થવાનું ? [૩,૨૧]

સાચો શ્રમણ

पंचसमिदो तिगुत्तो पंचेंदियसंवुडो जिदकसाओ ।
दंसणणाणसमग्गो समणो सो संजदो भणिदो ॥

જેની પ્રવૃત્તિઓ જીવજંતુનો વધ ન થાય તે માટે કાળજીવાળી છે, જેનાં મન–વાણી–કાયા સુરક્ષિત છે, જેની ઇંદ્રિયો નિયંત્રિત છે, જેના વિકારો જિતાઈ ગયેલા છે, જેનામાં શ્રદ્ધા અને જ્ઞાન પરિપૂર્ણ છે, તથા જે સંયમી છે, તે શ્રમણ કહેવાય. [૩,૪૦]

समसत्तुबंधुवग्गो समसुहदुक्खो पसंसणिंदसमो ।
समलोट्ठुकंचणो पुण जीविदमरणे समो समणो ॥

સાચો શ્રમણ શત્રુ-મિત્રમાં, સુખ-દુઃખમાં, નિંદા-પ્રશંસામાં, માટીના ઢેફામાં અને સોનામાં તથા જીવિત અને મરણમાં સમબુદ્ધિવાળો હોય છે. [૩,૪૧]

दंसणणाणचरित्तेसु तीसु जुगवं समुट्ठिदो जो दु ।
एयग्गगदोत्ति मदो सामण्णं तस्स परिपुण्णं ॥

શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેમાં જે એકી સાથે પ્રયત્નશીલ છે, તથા જે એકાગ્ર છે, તેનું શ્રમણપણું પરિપૂર્ણ કહેવાય છે. [૩,૪૨]

अत्थेसु जो ण मुज्झदि ण हि रज्जदि णेव दोसमुपयादि ।
समणो जदि सो णियदं खवेदि कम्माणि विविधाणि ॥

પદાર્થોમાં જેને રાગ, દ્વેષ, કે મોહ નથી, તે શ્રમણ જ વિવિધ કર્મોનો ક્ષય કરી શકે છે. [૩,૪૪]

इहलोगणिरावेक्खो अप्पडिबद्धो परम्मि लोयम्मि ।
जुत्ताहारविहारो रहिदकसाओ हवे समणो ॥

જેને આ લોક કે પરલોકમાં કશી આકાંક્ષા નથી, જેના આહારવિહાર પ્રમાણસર છે, તથા જે ક્રોધાદિ વિકારથી રહિત છે, તે સાચો શ્રમણ છે. [૩,૨૬]

जस्स अणेसणमप्पा तंपि तओ तप्पडिच्छगा समणा ।
अण्णं भिक्खमणेसणमध ते समणा अणाहारा ॥

આત્મામાં પરદ્રવ્યની કાંઈ આકાંક્ષા ન હોવી, એ જ વાસ્તવિક ઉપવાસ (તપ) છે. સાચો શ્રમણ એ તપની જ આકાંક્ષા રાખે છે. ભિક્ષા વડે માગી આણેલું નિર્દોષ અન્ન ખાવા છતાં તે શ્રમણો અનાહારી જ છે. [૩,૨૭]

केवलदेहो समणो देहेण ममेत्ति रहिदपरिकम्मो ।
आउत्तो तं तवसा अणिगूहं अप्पणो सत्ति ॥

સાચા શ્રમણને માત્ર શરીર વિના બીજો પરિગ્રહ હોતો નથી. એ શરીરમાં પણ તેને મમત્વ ન હોવાથી, તેનું તે અયોગ્ય આહારાદિ વડે લાલન કરતો નથી. વળી, જરા પણ શક્તિ ચોર્યા વિના તેને તે તપમાં લગાવે છે. [૩,૨૮]

बालो वा वुड्ढो वा समभिहदो वा पुणो गिलाणो वा ।
चरियं चरउ सजोग्गं मूलच्छेदं जधा ण हवदि ॥

બાળક હોય, વૃદ્ધ હોય, થાકી ગયો હોય, કે રોગગ્રસ્ત હોય, તો પણ શ્રમણ પોતાની શક્તિને અનુરૂપ એવું આચરણ કરે, કે જેથી પોતાના મૂળ–સંયમ–નો છેદ ન થાય. [૩,૩૦]

आहारे व विहारे देसं कालं समं खमं उवधि ।
जाणित्ता ते समणो वट्टदि जदि अप्पलेवी सो ॥

આહાર કે વિહારની બાબતમાં શ્રમણ જો દેશ, કાળ, શ્રમ, શક્તિ અને (બાળવૃદ્ધત્વાદિ) અવસ્થાને જોઈ-વિચારીને આચરણ કરે, તો તેને ઓછામાં ઓછું બંધન થાય છે. [૩,૩૧]

શાસ્ત્રજ્ઞાન

एयग्गगदो समणो एयग्गं णिच्छिदस्स अत्थेसु ।
णिच्छित्ती आगमदो आगमचेट्ठा तदो जेट्ठा ॥

મુમુક્ષુનું સાચું લક્ષણ એકાગ્રતા છે. પરંતુ, જેને પદાર્થોના સ્વરૂપનો યથાર્થ નિશ્ચય થયો હોય, તે જ એકાગ્રતા પ્રાપ્ત કરી શકે. પદાર્થોના સ્વરૂપનો નિશ્ચય શાસ્ત્ર દ્વારા જ થઈ શકે; માટે શાસ્ત્રજ્ઞાન મેળવવાનો પ્રયત્ન સૌ પ્રયત્નોમાં ઉત્તમ છે. [૩,૩૨]

आगमहीणो समणो णेवप्पाणं परं वियाणादि ।
अविजाणंतो अत्थे खवेदि कम्माणि किध भिक्खू ॥

શાસ્ત્રજ્ઞાન વિનાનો મુમુક્ષુ ન પોતાનું કે પરનું સ્વરૂપ સમજી શકે; અને જેને પદાર્થોના સ્વરૂપની સમજ નથી, તે કર્મોનો ક્ષય કેવી રીતે કરી શકે? [૩,૩૩]

आगमचक्खू साहू इंदियचक्खूणि सव्वभूदाणि ।
देवा य ओहिचक्खू सिद्धा पुण सव्वदो चक्खू ॥

સર્વ- ભૂતપ્રાણીઓને ઇંદ્રિયોરૂપી ચક્ષુ છે; દેવોને અવધિજ્ઞાન[1] રૂપી ચક્ષુ છે; કેવલજ્ઞાની મુક્તાત્માઓને સર્વતઃ ચક્ષુ છે; અને મુમુક્ષુને શાસ્ત્રરૂપી ચક્ષુ છે. [૩,૩૪]

सव्वे आगमसिद्धा अत्था गुणपज्जएहि चित्तेहिं ।
जाणंति आगमेण हि पेच्छित्ता तेवि ते समणा ॥

બધા પદાર્થોનું વિવિધ ગુણ-પર્યાયો સહિત જ્ઞાન શાસ્ત્રમાં છે. મુમુક્ષુ શાસ્ત્રરૂપી ચક્ષુ વડે તેમને જોઈ તથા જાણી શકે છે. [૩,૩૬]

आगमपुव्वा दिट्ठी ण भवदि जस्सेह संजमो तस्स ।
णत्थित्ति भणइ सुत्तं असंजदो हवदि किध समणो ॥

જેની શ્રદ્ધા શાસ્ત્રપૂર્વક નથી, તેને સંયમાચરણ સંભવી શકતું નથી. અને જે સંયમી નથી, તે મુમુક્ષુ શાનો? [૩,૩૬]

ण हि आगमेण सिज्झदि सद्दहणं जदि ण अत्थि अत्थेसु ।
सद्दहमाणो अत्थे असंजदो वा ण णिव्वादि ॥

શ્રદ્ધા વિનાના માત્ર શાસ્ત્રજ્ઞાનથી મુક્તિ સંભવતી નથી; તે જ પ્રમાણે આચરણ વિનાની માત્ર શ્રદ્ધાથી પણ કાંઈ વળતું નથી. [૩,૩૭]

परमाणुपमाणं वा मुच्छा देहादियेसु जस्स पुणो ।
विज्जदि जदि सो सिद्धिं ण लहदि सव्वागमधरोवि ॥

જેને દેહાદિમાં અણુ જેટલી પણ આસક્તિ છે, તે માણસ ભલેને બધાં શાસ્ત્રો જાણતો હોય, છતાં મુક્ત થઈ શકતો નથી. [૩,૩૯]

---

૧. જેના વડે અમુક મર્યાદા સુધીના બધા મૂર્ત પદાર્થોનું જ્ઞાન થઈ શકે, તેવી વિશિષ્ટ શક્તિ.

# શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| ૧. | **સુત્તનિપાત**<br>એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ | ૧—૦—૦ |
| ૨. | **ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ**<br>'મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદો | ૧—૦—૦ |
| ૩. | **ભગવાન મહાવીરની ધર્મકથાઓ**<br>'શ્રીજ્ઞાતાધર્મકથાસૂત્ર'નો ગુજરાતી અનુવાદ | ૧—૦—૦ |
| ૪. | **ભગવાન મહાવીરના દશ ઉપાસકો**<br>'ઉવાસગદસાસુત્ત'નો ગુજરાતી અનુવાદ | ૦—૮—૦ |
| ૫. | **જૈનદૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર**<br>સ્વતંત્ર નિબંધ | ૦—૫—૦ |
| ૬. | **સન્મતિપ્રકરણ**<br>મૂળ, ગુજરાતી અનુવાદ, ટિપ્પણો ઇ૦ | ૧—૮—૦ |
| ૭. | **जिनागमकथासंग्रह**<br>પ્રાકૃત વ્યાકરણ, કોશ, ટિપ્પણો સાથે | ૧—૪—૦ |
| ૮. | **શ્રીમદ્‌ની જીવનયાત્રા**<br>શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા | ૦—૮—૦ |
| ૯. | **શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો**<br>તેમનાં લખાણોમાંથી વિષયવાર તારવેલા ઉતારા | ૦—૧૨—૦ |
| ૧૦. | **મહાવીરસ્વામીનો સંયમધર્મ**<br>'શ્રીસૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ | ૧—૦—૦ |
| ૧૧. | **મહાવીરસ્વામીનો આચારધર્મ**<br>'શ્રીઆચારાંગસૂત્ર'નો છાયાનુવાદ | ૦—૧૨—૦ |
| ૧૨. | **બુદ્ધચરિત**<br>મૂળ પાલિગ્રંથોને આધારે લખેલું | ૧—૦—૦ |
| ૧૩. | **મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ**<br>'શ્રીઉત્તરાધ્યયનસૂત્ર'નો છાયાનુવાદ | ૧—૦—૦ |